# પ્રસ્તાવના

આર્ય સંસ્કૃતિ વિષે તેમજ કેળવણી તથા સમાજસુધારણાનાં કેટલાંક તત્ત્વો વિષે વિચારણા કરવામાં આ પુસ્તક કંઈક ઉપયોગી થઈ પડશે તો તેટલા પૂરતી એની સાર્થકતા છે. આપણી સમાજરચનાને સંસ્કાર અર્પવાની ધગશ વિના અહીં સંગ્રહાયલા ઘણાખરા લેખો અસ્તિત્વમાં જ નહીં આવ્યા હોત. એ ધગશથી પ્રેરાઈને આ લઘુ પુસ્તક હું ગુજરાતની જનતાને અર્પણ કરૂં છું.

મોહનલાલ પાર્વતીશંકર દવે

☆

## અનુક્રમણિકા

**સ્વાગતના બે બોલ.**

'શ્રી વિઠ્ઠલદાસ ઠાકોરદાસ હિન્દુ ગુરુકુલ, સૂરત' તરફથી ઉજવાતા આ દ્વિતીય વાર્ષિક સરસ્વતી મહોત્સવ પ્રસંગે પધારેલા વિદ્યાવિલાસી તથા ધર્માનુરાગી સજ્જનોનું સ્વાગત કરતાં મને અત્યન્ત હર્ષ થાય છે. સજ્જનોનો. સમાગમ એ પૂર્વે કરેલાં પુણ્ય કર્મોના શુભ ફળરૂપે પરાપૂર્વથી ગણાતો આવ્યો છે. એ સત્સંગતિ કદી પણ વંધ્યા રહેતી નથી. આપનો સમાગમ પણ અમને અનેક પ્રકારે કલ્યાણકારી નીવડશે એવી અમને દૃઢ શ્રદ્ધા છે. આપના આગમનથી આ વર્ષના "શ્રી સરસ્વતી સંમેલન'ના ગૌરવમાં વધારો થયો છે એમ અમે માનીએ છીએ. આપનાં વિદ્વત્તાભર્યાં વ્યાખ્યાનો શ્રવણ કરવાનો અવસર અમને પ્રાપ્ત થયો છે તે એમ

અમારૂં સદ્ભાગ્ય માનીએ છીએ. એ વ્યાખ્યાનો અમને નવી પ્રેરણાઓ આપશે એવી અમારી ખાતરી છે. જે આશયથી આ સંમેલન યોજવામાં આવ્યું છે તે આશયને સફળ કરવામાં આપ યોગ્ય સહાયતા આપશો એવી અમે ઉમેદ રાખીએ છીએ. અમારી પ્રવૃત્તિને વિશેષ વેગ આપવામાં, અમારા ઉદ્દેશોને સિદ્ધિના માર્ગ તરફ લઈ જવામાં આપની વિચારણા અમને જરૂરનું પ્રોત્સાહન આપશે એવો અમને વિશ્વાસ છે. અમારા નમ્ર પ્રયત્નોમાં આપના સંગીન સહકારની અમે યાચના કરીએ છીએ.

આર્ય સંસ્કૃતિ.

આપણા પ્રાચીન ગ્રન્થોમાં વ્યક્ત થયેલી આપણી આર્ય સંસ્કૃતિએ, -પક્ષપાતનો જેમનામાં સંભવ ન હોય એવા તટસ્થ અભ્યાસીઓને પણ મુગ્ધ કર્યા છે, અને એ સંસ્કૃતિનાં તેઓએ મુક્તકંઠે સ્તુતિગાન ગાયાં છે. એ સંસ્કૃતિએ અનેક સૈકાઓ વટાવીને, ચઢતી-પડતીના વિવિધ અનુભવોમાં આપણને એકસરખો સાથ આપીને, પરદેશીઓનાં આક્રમણોમાં પણ નિરન્તર આપણી પડખે રહીને આપણને પોતાનાં અદ્ભુત સામર્થ્ય અને પ્રાણવત્તા પૂરવાર કરી આપ્યાં છે. અત્યારના પ્રગતિના જમાનામાં પણ એ સંસ્કૃતિ તત્ત્વશઃ એવી ને એવી જ આપણા જીવનને વિશુદ્ધ કરવાને અને આપણા કર્ત્તવ્યપથમાં આગળ વધવાની આપણને પ્રેરણા આપવાને આપણી પાસે જ ખડી રહે છે. એ સંસ્કૃતિ આપણી પોતાની છે અને એ આપણી સાથે જ રહેશે.

એ આપણી પુરાતન સંસ્કૃતિને માટે આપણને અભિમાન રહે એ તદ્દન સ્વાભાવિક છે. એ સંસ્કૃતિની પ્રશંસા કરવી એમાં 'ખોટી ખુશામત' નથી એમ કહેવું પડે એ મને કંઈક ખેદજનક લાગે છે, છતાં એમ ભાર મૂકીને કહ્યા વિના મારે ચાલતું નથી. જ્યાં દોષ હોય અથવા ગુણનો અભાવ હોય ત્યાં ગુણનું મિથ્યા આરોપણ કરવામાં આવે ત્યારે ખુશામત કરાયલી ગણાય. અનેક ઉજ્જ્વળ ગુણોથી દીપતી આપણી એ સંસ્કૃતિને વિષે 'ખુશામત'ની કલ્પના તદ્દન અસ્થાને છે.

કોઈ પણ દેશ પોતાનું ભૂતકાલીન ગૌરવ ભૂલી જાય, ભૂતકાળની સાથેનો પોતાનો સમ્બન્ધ તોડી નાંખે, ભૂતકાળને પોતાના ઇતિહાસમાંથી ભૂસી નાંખવાનો પ્રયત્ન આદરે તે પોતાના વર્તમાન કાળને સાચા સ્વરૂપમાં કદી સમજી શકે નહીં, પોતાના ભવિષ્ય કાળને માટે પ્રગતિનાં સુંદર સ્વપ્નો સેવી શકે નહીં, પોતાની સ્વપ્નસૃષ્ટિને સંગીન સત્યની સિદ્ધિમાં પરિણત કરી શકે નહીં. પશ્ચિમની અન્ય દેશો પરના આક્રમણની રીતિને અનુસરવામાં જ નહીં, પણ પશ્ચિમની સંસ્કૃતિના સદંશોને સ્વીકારીને ત્વરાથી અપનાવી લેવામાં જેણે અદ્દભુત કુશળતા દાખવી છે અને એ કુશળતાનો સગર્વ ઉદ્દઘોષ કર્યો છે તે જાપાન દેશ પણ પોતાની ભૂતકાલીન સંસ્કૃતિના અવશેષને સાચવી રાખવાને કેટલી કાળજી ધરાવે છે તે એ દેશની સાથે મુસાફરીદ્વારા કે પુસ્તકોદ્વારા જેમણે સમ્બન્ધ સાધ્યો છે તેને સુવિદિત છે. આપણી સંસ્કૃતિમાં તો આપણે મગરૂર

થઈ શકીએ એવાં તત્ત્વો ઘણાં વિશેષ છે. એ તત્ત્વોને આપણે કદી પણ ઉવેખી શકીએ નહીં.

એ સંસ્કૃતિ જેમાં સચવાઈ રહી છે એવા પ્રાચીનમાં પ્રાચીન ગ્રન્થો તે વેદના છે.

મંત્રો અને બ્રાહ્મણો. વેદમાં મંત્રો અને બ્રાહ્મણોનો સમાસ કરવામાં આવે છે.

મંત્રવિભાગમાં સંવાદસૂક્તો, સૃષ્ટિસૂક્તો, તત્ત્વચિન્તન, વિવાહ અને મૃત્યુ જેવા પ્રસંગોને લગતાં સૂક્તો વગેરે પ્રકારનું ઘણું વૈવિધ્ય જોવામાં આવે છે છતાં દેવતાઓની સ્તુતિ એ ચારે વેદોના મંત્રવિભાગનો મુખ્ય વિષય આપણે કહી શકીએ. બ્રાહ્મણ ગ્રન્થોમાં યજ્ઞયાગાદિ સાથે સમ્બન્ધ ધરાવનારા, કર્મકાંડના જટિલ પ્રશ્નોનો ઉકેલ કરવામાં આવ્યો છે. એ ગ્રન્થોના પાછલા ભાગમાં આરણ્યકો આપવામાં આવ્યાં છે અને છેક છેવટના ભાગમાં ઉપનિષદો આપવામાં આવ્યાં છે. આ છેલ્લા ગ્રન્થો વેદના છેક છેવટના ભાગમાં આવતા હોવાથી અને વેદનું ઉંચામાં ઉંચું જ્ઞાન એમાં સમાયલું હોવાથી એ 'વેદાન્ત'ના નામથી પણ ઓળખાવા લાગ્યા. એ શ્રુતિગ્રન્થોનું પ્રામાણ્ય સ્વીકારનારા જૂદી જૂદી કોટિઓના, જૂદા જૂદા અધિકારવાળા જનમંડળની રુચિને અનુકૂળ આવે એવા જે જૂદા જૂદા મત પ્રવર્ત્યા તે 'ષટ્દર્શન'ને નામે ઓળખાયા. એ ષટ્દર્શનનું શાસ્ત્રીય નિરૂપણ સૌથી પહેલું આપણી ભાષામાં સ્વ. મણિલાલ નભુભાઈ દ્વિવેદીને હાથે 'સિદ્ધાન્તસાર' નામના ગ્રન્થમાં થયું છે.. એ ષટ્દર્શનનું

ઐતિહાસિક દૃષ્ટિએ નિરૂપણ કરવાનો સૌથી પહેલો પ્રયત્ન ગુજરાતી ભાષામાં આચાર્યશ્રી આનન્દશંકર બાપુભાઈ ધ્રુવને હાથે થયો છે. 'હિંદના તત્ત્વજ્ઞાનનો ઈતિહાસ' દિ. બ. નર્મદાશંકર દેવશંકર મહેતાએ રચેલો 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ'એ બે પુસ્તકોમાં પ્રસિદ્ધ કર્યો છે તેમાં ષટ્દર્શન ઉપરાંત વેદનું પ્રામાણ્ય ન સ્વીકારનારાં 'બૌદ્ધ,' 'જૈન' વગેરે 'નાસ્તિક' દર્શનોના સિદ્ધાન્તોનું પણ નિરૂપણ કર્યું છે.

સૂત્રકાળ

આ શ્રુતિગ્રન્થોના સાહિત્યની વિપુલતાને લીધે, વિદ્યાર્થીઓની શક્તિનો હ્રાસ થવાને લીધે, કે ગુરુકુલમાં નિવાસ કરીને તથા ગુરુના ચરણને સેવીને વેદાભ્યાસ કરવાનો સમય ટુંકાવાને લીધે સંક્ષેપમાં ઘણું સમાવવામાં આવ્યું હોય એવા નાનકડા ગ્રન્થોની જરૂરિયાત ઊભી થઈ હોય એ ઘણું સંભવિત લાગે છે. એ જરૂરિયાત પૂરી પાડવાને માટે શ્રૌતસૂત્રો, ગૃહ્યસૂત્રો, છએ વેદાંગનાં સૂત્રો, ધર્મસૂત્રો, એ સૂત્રગ્રન્થોનું સાહિત્ય આપણા ધર્મશાસ્ત્રના પ્રમાણગ્રન્થો—મનસ્મૃતિ, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ વગેરેની બીજદશાનું સૂચન કરે છે.

કેવલાદ્વૈત.

આ સૂત્રકાળમાં જ શ્રી બાદરાયણ વ્યાસનાં 'બ્રહ્મસૂત્રો' અથવા 'વેદાન્તસૂત્રો' રચાયાં. એ સૂત્રો એટલાં સંક્ષિપ્ત છે કે ભાષ્યકારોની મદદ વિના એના

અર્થ કરવાનું કામ અત્યન્ત દુર્ઘટ થઈ પડે. એ ભાષ્યકારોમાં પ્રથમ સ્થાને શ્રીમચ્છંકરાચાર્ય વિરાજે છે. એમના 'શારીરકભાષ્ય'માં એમણે કેવલાદ્વૈત સિદ્ધાન્ત પ્રતિપાદન કર્યો છે. બ્રહ્મ તે જ સત્ય છે, જગત્ મિથ્યા છે, જીવ અને બ્રહ્મ જૂદા નથી, પણ એક છે, જગત્ ન હોવા છતાં ભાસે છે, જીવ અને બ્રહ્મ એક હોવા છતાં જૂદા ભાસે છે તે માયાને લીધે, એ માયારૂપી બ્રહ્મની શક્તિ સત્ પણ ન કહેવાય અને અસત્ પણ ન કહેવાય, એ અનિવર્ચનીય છે, વિદ્યા બે પ્રકારની છે–પરા અને અપરા, બ્રહ્મની નિર્ગુણતા પ્રતિપાદન કરનારી શ્રુતિઓ તે પરા વિદ્યા. વિવેક વૈરાગ્યાદિ સાધનસંપન્ન અધિકારી પુરુષને જ્યારે એ નિર્ગુણ બ્રહ્મની પ્રતીતિ થાય છે ત્યારે પોતાના બ્રહ્મની સાથેના અભેદનો સાક્ષાત્કાર એને થાય છે. એ સ્થિતિમાં એને મોક્ષ મેળવવાનો રહેતો નથી, કારણ કે એ સ્વભાવસિદ્ધજ છે. એ ઉચ્ચ જ્ઞાનની કોટિએ જે પહોંચ્યા નથી તેમને માટે જ શ્રુતિઓમાં વર્ણવેલા સગુણ બ્રહ્મની ઉપાસના, જેનો અપરા વિદ્યામાં સમાવેશ થાય છે, તે વિહિત છે. બ્રહ્મનો સાક્ષાત્કાર જેમને થયો હોય તેમને માટે ભક્તિની અપેક્ષા રહેતી નથી, કારણ કે સેવ્ય-સેવકભાવ, ઉપાસ્યોપાસકભાવ જ્યાં ભેદ હોય ત્યાં જ સંભવે, જ્યાં ઐકાત્મ્ય જ હોય ત્યાં કોણ કોની ભક્તિ કરે? એવા મતનું શાસ્ત્ર અને યુક્તિ વડે શ્રીમચ્છંકરાચાર્યે પોતાના ભાષ્યમાં સમર્થન કર્યું છે.

જ્ઞાનના જે ઉન્નત ગિરિશૃંગોને એ મહાન્ તત્ત્વચિન્તક

વિશિષ્ટાદ્વૈત.

સ્પર્શ્યાં હતા ત્યાં સુધી પહોંચવું એ સર્વથી ન બની શકે તેમાં નવાઈ જેવું નથી. એમના પછી બ્રહ્મસૂત્રના બીજા સમર્થ ભાષ્યકાર શ્રીમદ્રામાનુજાચાર્ય થયા તેમણે અવિદ્યાના સિદ્ધાન્તમાં અનેક પ્રકારની અનુપપત્તિઓ દાખવી. બ્રહ્મનું અદ્વૈત તો એમણે સ્વીકાર્યું પણ ચિત્ અને અચિત્, અથવા જીવ અને જડસૃષ્ટિ એ બન્ને ઈશ્વરનાં શરીર છે અને ઈશ્વર તેમનો અંતર્યામી છે. શરીરથી યુક્ત આત્મા એ જેમ એક જ માણસ છે તેમ જીવ તથા જડ સૃષ્ટિથી વિશિષ્ટ એવા ઈશ્વર એક જ છે. આ પ્રમાણે ચિદચિદ્વિશિષ્ટ બ્રહ્મનું અદ્વૈત એમણે પ્રતિપાદન કર્યું તેથી એમનો અદ્વૈત સિદ્ધાન્ત તે 'વિશિષ્ટાદ્વૈત'ના નામથી ઓળખાયો. શ્રીમચ્છંકરાચાર્ય જેમ શંકરના અવતાર ગણાયા તેમ શ્રીમદ્રામાનુજાચાર્ય શેષના અવતાર ગણાયા. એમનું ભાષ્ય શંકરાચાર્યથી પણ પહેલાં થઈ ગયેલા બોધાયનના ભાષ્યને અનુસરીને લખાયું છે એવું એમણે જણાવ્યું છે. શંકરાચાર્યે જ્ઞાનથી જ મોક્ષ સિદ્ધ થતો હોવાનું જણાવ્યું છે ત્યારે રામાનુજાચાર્યે જ્ઞાનકર્મસમુચ્ચયવાદ આગળ કર્યો છે, અને વિશેષમાં એમણે જણાવ્યું છે કે જ્ઞાન અને કર્મ એ બન્ને ગૌણ સાધનો છે, પણ મોક્ષની પ્રાપ્તિને માટે મુખ્ય સાધન તો ઈશ્વરની પ્રપત્તિ અર્થાત્ ઈશ્વરને શરણે જવું એ છે. નારાયણ અને શ્રી લક્ષ્મીની ઉપાસના એમણે ઉપદેશેલી હોવાથી એમના ભાષ્યને એમણે 'શ્રીભાષ્ય' એવું

નામ આપ્યું છે.

દ્વૈતાદ્વૈત.

નિમ્બાર્કાચાર્યે ભેદાભેદવાદ સ્વીકાર્યો છે. જેમ વૃક્ષ પ્રતિ આપણે દૃષ્ટિ કરીએ તો તે એક છે, પણ શાખા પ્રતિ દૃષ્ટિ કરીએ તો તેમાં નાનાત્વ છે તેમ જગત્ અને જીવ એ ઉભયને વ્યાપીને રહેલા નિયામક તત્ત્વ તરીકે ઈશ્વરને આપણે અવલોકીએ તો તે એક છે, પરન્તુ જગત્ એ ભોગ્ય છે, જીવ એ ભોક્તા છે અને ઈશ્વર એ નિયામક છે એ દૃષ્ટિથી આપણે જોઈએ તો એમાં નાનાત્વ છે. આ નિમ્બાર્કાચાર્યનો સિદ્ધાન્ત "દ્વૈતાદ્વૈત સિદ્ધાન્ત"ના નામથી ઓળખાય છે.

દ્વૈત.

ઉપર જણાવેલા સઘળા સિદ્ધાન્તોમાં 'અદ્વૈત'નો કોઈ ને કોઈ અર્થમાં સ્વીકાર કરવામાં આવ્યો છે, પણ મધ્વાચાર્યે તો એ અદ્વૈત-મતનો સર્વથા ત્યાગ કર્યો છે. જીવ અને ઈશ્વરનો ભેદ, જીવોનો પરસ્પર ભેદ, જડ જગત્ અને ઈશ્વરનો ભેદ, જગતની વિવિધ વસ્તુઓનો પરસ્પર ભેદ, તથા જગત્ અને જીવોનો ભેદ એ પ્રમાણે પાંચ પ્રકારના ભેદો એમણે ગણાવ્યા છે, અને એ ભેદો અનાદિ તથા અનન્ત છે એવું આગ્રહપૂર્વક પ્રતિપાદન કર્યું છે. એમને વાયુના અવતાર તરીકે માનવામાં આવે છે. સંન્યાસ લીધો ત્યાર પછી એઓ 'પૂર્ણપ્રજ્ઞ' એ નામથી ઓળખાતા. આ કારણથી એમનું ભાષ્ય તે 'પૂર્ણપ્રજ્ઞભાષ્ય'ના નામથી જાણીતું છે. આનન્દતીર્થ એ નામથી પણ આચાર્ય તરીકે ઓળ

સુપ્રસિદ્ધ છે.

શુદ્ધાદ્વૈત.

શ્રીમદ્‌વલ્લભાચાર્યનો સંપ્રદાય તે 'પુષ્ટિસંપ્રદાય'ના નામથી ઓળખાય છે. 'પુષ્ટિ' એટલે ભગવાનનો અનુગ્રહ. ઉપનિષદ્ ગ્રન્થો, ભગવદ્‌ગીતા, અને બ્રહ્મસૂત્રો એ પ્રસ્થાનત્રયીમાં શ્રીમદ્ ભાગવતનો ઉમેરો કરીને એમણે 'પ્રસ્થાનચતુષ્ટય' ગણાવ્યાં છે, અને શ્રીમદ્ ભાગવત ઉપર એમણે 'સુબોધિની' નામની ટીકા લખી છે. જન્મતાં જ અગ્નિએ એમનું રક્ષણ કરેલું એમ કહેવામાં આવે છે, અને એઓ અગ્નિના અવતાર તરીકે મનાય છે. એમને 'વૈશ્વાનરાચાર્ય' એ નામથી પણ ઓળખવામાં આવે છે. એમના સિદ્ધાન્તમાં બીજા કોઈ પણ આચાર્યે ન સ્વીકારેલો એવો 'જગત્' અને 'સંસાર' અથવા 'પ્રપંચ'નો ભેદ સ્વીકારવામાં આવે છે. સંસાર મનુષ્યનો ઘડેલો છે, પંચપર્વા અવિદ્યાનું એ પરિણામ છે, એનો લોપ થઈ શકે છે, પણ જગત્ એ તો પરમાત્માએ લીલા માત્રથી પોતાના ચિદંશ તથા આનન્દ–અંશનું તિરોધાન કરીને ઉત્પન્ન કર્યું છે, માટે તેના વિષે મિથ્યાત્વ કદી સંભવતું નથી. આનન્દાંશના તિરોભાવથી ઉત્પન્ન થયેલો જીવ પરમાત્માની સાથે અંશાંશિભાવના સમ્બન્ધથી સંકળાયલો છે. સત્ પણ નહીં અને અસત્ પણ નહીં એવી અનિવર્ચનીય માયા બ્રહ્મની સાથે જોડાયલી હોય તો બ્રહ્મના અદ્વૈતને બાધ આવે, માટે બ્રહ્મ માયાના તત્ત્વથી તદ્દન અલગ છે, શુદ્ધ છે એવો સિદ્ધાન્ત એમણે

પ્રતિપાદન કરેલો હોવાથી એમનો સિદ્ધાન્ત 'શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત' તરીકે ઓળખાય છે. ઈશ્વરકૃપાથી એ સિદ્ધાન્તનું જ્ઞાન થયે અક્ષર બ્રહ્મ, જે પરમાત્માનું ધામ છે, તેની પ્રાપ્તિ થઈ શકે, પણ એનાથી પર એવા રસસ્વરૂપ શ્રીકૃષ્ણ ભગવાનની પ્રાપ્તિ તો સાધનની જેમાં અપેક્ષા નથી એવી, ગોપીઓના જેવા તીવ્ર તલસાટવાળી અને ઉંડી વિરહવ્યથાવાળી પ્રેમલક્ષણા ભક્તિથી જ થઈ શકે. જીવના અણુત્વ ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો હોવાથી એમના ભાષ્યને 'અણુભાષ્ય' એવું નામ આપવામાં આવ્યું હોય એ સંભવિત જણાય છે.

વલ્લભ અને ચૈતન્ય

જે વખતે પશ્ચિમમાં વલ્લભાચાર્ય પ્રેમલક્ષણા ભક્તિનો ઉપદેશ આપતા હતા તે જ વખતે પૂર્વમાં–બંગાળામાં–શ્રી ચૈતન્યદેવ પ્રેમમય અને કીર્તનમય કૃષ્ણ-ભક્તિનો ઉપદેશ આપતા હતા. શ્રીમદ્‌વલ્લભાચાર્ય અને શ્રી ચૈતન્યદેવ બન્ને સમકાલીન હોવાથી બન્નેનો મેળાપ પણ એક બે વાર થયો હતો એમ જે કહેવાય છે તે ઘણું સંભવિત છે. શ્રી ચૈતન્યનું જીવનચરિત્ર ભિક્ષુ અખંડાનંદજીએ પોતાની ગ્રન્થમાળામાં પ્રસિદ્ધ કર્યું છે. વલ્લભાચાર્યનું જીવનચરિત્ર સદ્‌ગત લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસે લખ્યું હતું. શાસ્ત્રી કેશવરામ કાશીરામનું લખેલું જીવનચરિત્ર પણ 'ગુજરાતી પ્રેસ' તરફથી પ્રકટ થયું છે.

શ્રીકંઠ, ભાસ્કર તથા કેશવ કાશ્મીરીએ પણ

**ભાષ્યના અનુવાદો**

'બ્રહ્મસૂત્રો' ઉપર ભાષ્યો રચ્યાં છે. આપણી ગુજરાતી ભાષામાં શારીરક ભાષ્યનો અનુવાદ સદ્ગત રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીએ કરેલો તેનાં બન્ને પુસ્તકો ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી પ્રસિદ્ધ થયાં છે. શંકરાચાર્યના ભાષ્યનો અનુવાદ આપવા ઉપરાંત, રત્નપ્રભા, ભામતી, બ્રહ્મવિદ્યાભરણ વગેરે ટીકાઓના પણ અગત્યના ભાગોનો અનુવાદ એ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. 'શ્રીભાષ્ય'નો અનુવાદ આચાર્યશ્રી આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ તરફથી કરવામાં આવ્યો છે, અને તે વડોદરા રાજ્ય તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. એના ઉપોદ્‌ઘાતમાં શ્રીમદ્રામાનુજાચાર્યનું જીવનચરિત્ર આલેખવામાં આવ્યું છે તથા એમના સિદ્ધાન્તોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. પુસ્તકમાં કોઈ કોઈ સ્થળે જે ટિપ્પણો આપવામાં આવ્યાં છે તે મૂળ ગ્રન્થની દલીલો વિશેષ સ્પષ્ટ કરીને સમજાવે છે. શ્રીયુત પ્રો. જેઠાલાલ શાહે 'અણુભાષ્ય'નો અનુવાદ કરીને એવી જ ઉપયોગી સેવા બજાવી છે.

**વિચારસ્વાતંત્ર્ય**

ફિલસુફીના આ વિશાળ ક્ષેત્ર ઉપરથી આપણી દૃષ્ટિ ખસેડીને માત્ર ષટ્દર્શનો તરફ આપણું લક્ષ દોરીએ તો તે સમયે કેટલો બુદ્ધિપ્રભાવ હશે, કેટલું વિચારસ્વાતંત્ર્ય હશે, કેટલા ઉદારભાવથી આરંભવાદ ને પરિણામવાદ ને વિવર્તવાદ ને એવા

અનેક વાદોની રસભરી ચર્ચા ચાલતી હશે તેનો આપણને વિચાર આવતાં ક્ષુલ્લક બાબતોને માટેના આપણા વ્યર્થ ઝગડાઓ, જે કેવળ ક્લેશને વધારે છે, વૈમનસ્ય પ્રકટાવે છે, અને કઠોર વાક્પ્રહાર કરવાની આપણી તામસી વૃત્તિને પોષે છે, તેને માટે આપણને શરમ લાગ્યા વિના રહેશે નહીં. 'वादे वादे जायते तत्त्वबोधः' તેને બદલે વાદે વાદે જો આપણે નિર્બળ અને નિઃસત્ત્વ થતા હોઈએ તો એવા વાદવિવાદમાંથી ઈશ્વર આપણને બચાવે!

બીજી અગત્યની વાત મને કહેવા જેવી લાગે છે તે એ કે આપણા પ્રાચીન કાળના ઋષિઓને જિંદગી તે બોજારૂપ નહોતી લાગતી. તેઓ જીવનથી કંટાળતા નહોતા. 'અમે સો વર્ષ જીવીએ' એવા અભિલાષ તેઓ સેવતા. દેવને પિતા માતા તરીકે, મિત્ર તરીકે, દાસ્યભાવે એમ અનેક પ્રકારે તેઓ સંબોધતા, પણ તેઓની સાધારણ પ્રાર્થના, માંગણી તેની તે જ હતી. 'અમને વીર પુત્રો થાય, અમારૂં પશુધન, અમારી સંતતિ સુરક્ષિત રહે, અમે અન્નાદ–અન્નના ખાનારા, કંઈ પણ રોગ વિનાના–નીરોગ અને બલિષ્ઠ રહીએ, અમે સો શરદ સુધી જીવીએ' એ તેઓને જોઈતું હતું. અભ્યુદય અને નિઃશ્રેયસ્, ભોગ અને અપવર્ગ બન્ને તેઓને અભીષ્ટ હતાં. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેને તેઓએ પુરુષાર્થ તરીકે ગણાવ્યા છે. અર્થ અને કામને તેઓએ ઉવેખ્યા નથી, પણ ધર્મને સૌથી મોખરે

પુરુષાર્થનું સિદ્ધિક્ષેત્ર

મૂકયો છે. ધર્મ તેઓને સૌથી વધારે પ્રિય હતો. એક વિદ્વાન્ વક્તાને મેં અનેક વાર કહેતાં સાંભળ્યા છે કે "હિન્દુ બાળક માતાના સ્તન્યપાનની સાથે જ ધર્મની પ્રેરણા પામે છે." એ ધર્મનો ઇતિહાસ ગૌરવભર્યો છે. એ ધર્મનાં તત્ત્વો ઉદાર છે. આત્માની ભૂખને ભાંગવાને માટે વિવિધ પ્રકારની સામગ્રી એમાં ભરી છે. જેની જેવી રુચિ, જેનો જેવો અધિકાર તેવું તેને પૂરતા પ્રમાણમાં એ આપે છે. કર્મ, યોગ, જ્ઞાન, અને ભક્તિ એ માર્ગ જૂદા જૂદા છે, એમાંનો કોઈ સહેલો હશે, કોઈ અઘરો હશે, કોઈ માર્ગ અમુક હદ સુધી લઈ જતો હશે, કોઈ એથી આગળ જતો હશે, પણ ભયંકર વેરાનમાં ભટકાવી મારે એવો એમાંનો કોઈ માર્ગ નથી.

મહાભારત

'મહાભારત' એ આપણું મહાકાવ્ય છે. એનો વિસ્તાર 'ઇલિયડ' અને 'ઑડિસિ' એ બન્ને મહાકાવ્યોને ભેગાં કરીએ તેનાથી પણ વિશેષ છે. રસિક આખ્યાનો અને ઉપાખ્યાનો ઉપરાંત અધ્યાત્મવિદ્યા, રાજનીતિ, વર્ણાશ્રમધર્મ, ભાગવતાદિ સંપ્રદાયના સિદ્ધાન્તો એવા અનેકાનેક વિષયોની અઢળક જ્ઞાનસંપત્તિ એમાં ભરેલી છે. એનો લાભ લેવાની સર્વ કોઈને છૂટ છે. 'પાંચમા વેદ'નું ગૌરવવન્તું નામ એને મળ્યું છે. એ વિશાળ મહાકાવ્યનો ઉપદેશ એક જ લીટીમાં સમાઈ જાય છે:

धर्मे ते धीयतां बुद्धिर्मनस्ते महदस्तु च ।
(ધર્મમાં તમારી બુદ્ધિને ઠેરવો, મન તમારું મોટું રાખો).

ધર્મના શિક્ષણને પ્રાચીન સમયમાં એટલું મહત્ત્વ આપવામાં આવતું કે નાનપણથી જ

પ્રાચીન શિક્ષણ.

એ શિક્ષણને માટે અનુકૂલ પડે એવી શિક્ષણપ્રણાલિકા સ્થાપવામાં આવી હતી. યોગ્ય ઉંમર થયે બાળકને ગુરુની પાસે લઈ જવામાં આવતું.* એ પ્રસંગને જીવનનો એક અતિ મહત્ત્વનો પ્રસંગ ગણવામાં આવતો. એ ઉપનયન સંસ્કાર (બાળકને ગુરુની પાસે લઈ જવાનો સંસ્કાર) થયા પછી બાળકના ઉપર ગુરુની અને ગુરુપત્નીની જ દેખરેખ રહેતી. સ્વચ્છ અને નિર્મળ વાતાવરણમાં રહીને, નગરના ચિત્તવિક્ષેપ

---

* ગુરુની પાસે બાળકને લઈ જવાનું કાર્ય તે 'ઉપનયન' એવી પ્રચલિત માન્યતા અનુસાર એ વિષે અહીં ઉલ્લેખ થયો છે. એ માન્યતા ખોટી નથી, અને પ્રાચીન કાળની જે સામાન્ય રૂઢિ હતી, તેને અનુલક્ષીને એ અર્થ પ્રાચીન ગ્રન્થોમાં આપવામાં પણ આવ્યો છે. પરન્તુ એ ઉપરાંત 'શિષ્યને પોતાની પાસે લેવો' એ અર્થ પણ 'ઉપનયન' એ શબ્દમાં ગર્ભિત રહ્યો છે. હાથમાં સમિધ લઈને શિષ્ય ગુરુની પાસે જાય અને ગુરુ એના કુલગોત્ર વિષે તજવીજ કરીને તથા ઈતર પ્રકારની એની યોગ્યતા તપાસીને 'उप त्वा नेष्ये' એવો સંકલ્પ કરે અને શિષ્યને સ્વીકારે એ પ્રથા પણ અત્યન્ત સામાન્ય હતી, અને ઉપનયન સંસ્કારનું ખરૂં રહસ્ય શિષ્યના ગુરુને હાથે થતા એ સ્વીકારમાં જ રહ્યું છે.

આણનારા ભોગવિલાસથી વેગળા રહીને, બ્રહ્મચર્યને સેવીને બાળકો પોતાનાં શરીરની અને મનની સંપત્તિ વધારતા. ગુરુને ચરણે બેસીને તેઓ ધર્મનું શિક્ષણ લેતા અને વેદાભ્યાસમાં આગળ વધતા. પોતાનાં સંતાન જેવો ભાવ રાખીને ગુરુ અને ગુરુપત્ની તેમની સંભાળ રાખતાં. વિદ્યાર્થીઓ પણ જ્ઞાનનિધિ અને વત્સલ ગુરુ તરફ પ્રેમથી જોતા અને તેમના પ્રત્યે પૂજ્યભાવ રાખતા. ભગવદ્‌ગીતામાં ગણાવેલાં 'પ્રણિપાત, પરિપ્રશ્ન અને સેવા' એ ત્રણે સાધનો વડે જ્ઞાન તેમને સુલભ થતું. ગુરુના અત્યન્ત નિકટ પરિચયમાં આવવાથી તેના ઉત્તમ ચારિત્ર્યની તેમના ઉપર સચોટ છાપ પડતી. આવી રીતે શારીરિક, માનસિક અને આધ્યાત્મિક એમ ત્રણે પ્રકારની તેમની શક્તિઓ વિકાસ પામતી અને તેમનું વ્યક્તિત્વ પ્રભાવશાળી અને ઓજસ્વી બનતું.

હાલનું શિક્ષણ.

આ સ્થિતિની સાથે આપણી હાલની સ્થિતિ સરખાવીએ તો તેમાં જમીન અને આસમાન જેટલું અંતર જણાશે. વિદ્યાર્થીઓના મોટા સમૂહને શિક્ષણ આપવાનું હોવાથી વિદ્યાનો લાભ લેવા ઇચ્છનાર દરેક વ્યક્તિ ઉપર પૂરતું લક્ષ આપવાનું શિક્ષકને માટે અશક્ય થઈ ગયું છે. ભાષણ આપવાની પદ્ધતિ સ્વીકારવામાં આવે કે પ્રશ્નોત્તરની પદ્ધતિ સ્વીકારવામાં આવે, પણ શિક્ષકનો ઉત્સાહ તેમ જ કર્તવ્યનિષ્ઠા શિથિલ થઈ ગયાં હોવાથી અને વિદ્યાર્થીઓમાં પૂરતા વિદ્યાવ્યાસંગનો અભાવ

હોવાથી શિક્ષણ પાંગળું બની ગયું છે. શિક્ષકના કાર્યનું મૂલ્ય જેવું અંકાવું જોઈએ તેવું અંકાતું નથી. સમાજમાં શિક્ષકની જે પ્રતિષ્ઠા હોવી જોઈએ તે હોતી નથી. શિક્ષક પોતાના બધા વિદ્યાર્થીઓને પૂરેપૂરા ઓળખે પણ નહીં એવી જ્યાં સ્થિતિ હોય ત્યાં આગળ ઉંડા વાત્સલ્યભાવનો તો સંભવ જ ક્યાં રહ્યો ? શિક્ષકોને માટે વિદ્યાર્થીઓના હૃદયમાં ઉંડો પૂજ્યભાવ હવે રહ્યો નથી. વરસે વરસે નવા શિક્ષકોના પ્રસંગમાં વિદ્યાર્થીઓને આવવું પડે એવી પ્રથા હોવાથી બન્નેની વચ્ચે ગાઢા અને નિકટનો પરિચય બાંધવાનું અશક્ય થઈ પડ્યું છે. પરસ્પરના ઉંડા સદ્ભાવની ખામીને લીધે શિક્ષણ આપવાની અને શિક્ષણ લેવાની જે ઉત્કૃષ્ટ પ્રવૃત્તિ તે સ્થૂલ વસ્તુની આપલે માટેની બજારના સોદા જેવી અધમ કક્ષાએ પહોંચી ગઈ છે. સેવાભાવી અને ઉદારચરિત શિક્ષકોનો જ અભાવ છે, તેમાં શિક્ષક અને વિદ્યાર્થીઓનો એકબીજા સાથેનો સમ્બન્ધ પણ અલ્પ સમયનો, સ્વાર્થ પૂરતો, અને ઉપરછલ્લો થઈ ગયો હોવાથી શિક્ષકના વ્યક્તિત્વની વિદ્યાર્થીના ઉપર ઉંડી છાપ પડે અને તેમનું ચારિત્ર્ય ઘડવામાં મદદરૂપ થાય એ લગભગ અશક્ય જેવું થઈ પડ્યું છે.

ધર્મશિક્ષણનો અભાવ

અધુરામાં પૂરૂં, આધુનિક પ્રણાલીમાં ધર્મશિક્ષણને માટે બીલકુલ સ્થાન જ રહ્યું નથી. હાલનાં વિદ્યાપીઠોમાં ધર્મનું શિક્ષણ આપવાની સૂચના માત્ર શાળાઓ અને મહાશાળાઓનો લાભ લેતી પચરંગી પ્રજાને

માટે એવી અવ્યવહારૂ લાગે છે કે તેની જરાતરા ચર્ચા પણ કરવી તે એ વિદ્યાપીઠોના સંચાલકોને વૃથા કાળક્ષેપ કરવા જેવું જણાય છે. * હાલના શિક્ષકો ઉપર પણ ધાર્મિક સંસ્કારો જોઈએ તેટલા પડચા ન હોવાથી એ વિષયમાં તેમને જોઇએ તેવો રસ નથી, એટલું જ નહીં પણ જોઈએ તેવી આવડતનો પણ અભાવ છે. એ પ્રમાણે શાળાઓમાં ધાર્મિક શિક્ષણને સ્થાન નથી, તેની જ સાથે આપણાં ગૃહનું વાતાવરણ પણ એટલું અદ્ભુત પરિવર્તન પામ્યું છે કે ધર્મના સંસ્કારો બાળપણથી જ પોષવાની જેટલી અનુકૂલતા આપણાં એ પવિત્ર મંદિરોમાં અગાઉ હતી તેટલી હવે રહી નથી. અગાઉ હરિભજન, કથાશ્રવણ, કીર્તન આદિ ધર્મ્ય પ્રવૃત્તિઓનો લાભ આપણાં કુટુમ્બી જનોને જેટલો મળતો તેટલો હાલના વખતમાં મળતો નથી. એવી પ્રવૃત્તિઓ હાલના વખતમાં એટલી 'નકામી' ગણાતી થઈ છે કે તેને માટે વખત ફાજલ પાડવો, અને તે પણ આપણા 'વ્યવસાયી' જીવનની અનેક 'અગત્યની' પ્રવૃત્તિઓને ભોગે, એમાં આપણને ન્હાનમ જણાય છે. પ્રભાતના પહોરથી જ ગૃહકાર્ય કરતાં કરતાં નરસિંહ

---

* સેનેટમાં આ વિષય એક વખતે ચર્ચાને માટે ઉપસ્થિત થયેલો. એ ચર્ચાનો આરંભ પણ થયો નહોતો ત્યાર પહેલાં તો એક સભ્યે દરખાસ્ત મૂકી કે 'એ ચર્ચા પડતી મૂકી એની પછીનું કાર્ય સભાએ હાથમાં લેવું.' એ દરખાસ્તનો ભારે બહુમતિથી તરત જ સ્વીકાર થયો!

મહેતાનાં પ્રભાતિયાં, મીરાંબાઈની, ભાલણની, દયારામની ગરબીઓ, બ્રહ્માનંદ વગેરેનાં ભજનો સ્ત્રીઓને કંઠેથી ગવાતાં આપણે સાંભળતા, પ્રભુભક્તિનું પવિત્ર વાતાવરણ ઘરમાં પથરાઈ રહેતું અને મંગલ સંસ્કારોને જગવતું તે સર્વ હવે ભૂતકાળની બીના બની ગઈ છે. આપણા સ્ત્રીવર્ગને મહાભારત આદિ ગ્રન્થોનાં અનેક આખ્યાનો એક વખતે સુપરિચિત હતાં તે આજે નથી. આપણા ઉચી કેળવણી લેતા વિદ્યાર્થીઓને એક વખતે 'ઘરગથુ' જેવી થઈ પડેલી પુરાણની અનેક વાર્તાઓ વર્ગમાં આજે વિસ્તારથી કહી સંભળાવવી પડે છે. આપણા સાહિત્યમાં જે અનેકવિધ પ્રગતિ આપણે સાધી છે તેમાં પણ ધર્મને ગૌણ સ્થાન જ મળ્યું છે.

સુરતની ધર્મપ્રીતિ

એવા સંજોગોમાં પણ, જ્યારે દેશમાં સર્વત્ર થોડે કે ઘણે અંશે ધર્મના વિષયમાં ઉદાસીનતા પ્રવર્તી રહી છે ત્યારે આપણા નગરજનોને એ વિષયનો રસ હજી ઠીકઠીક ટકી રહ્યો છે એ બીના આનન્દ ઉપજાવે એવી છે. મારા નાનપણમાં, હાલ જ્યાં આગળ છોકરીઓની સાર્વજનિક હાઈસ્કૂલ આવેલી છે અને અગાઉ જે જગ્યા 'બાલાજીનો ટેકરો' એ નામથી ઓળખાતી, સુરતની યાદગાર કૉંગ્રેસ વખતે જ્યાં આગળ નર્મદના મિત્ર શ્રીયુત ખાપર્ડેએ અનેક દિવસો સુધી વ્યાખ્યાન આપેલાં અને લોકમાન્ય તિલકે પણ જ્યાં પધારીને લોકોને જાગ્રત કરવાનો પ્રયત્ન કરેલો, જ્યાં આગળ મારા તેજદાર મિત્ર

સ્વ. વિભાકરે લોકમાન્યને પ્રમુખપદે પોતાના જીવનનું પહેલું જ ભાષણ નાની ઉંમર હોવા છતાં તીક્ષ્ણ અને સુશ્રાવ્ય સ્વરે ચમકભરી ભાષામાં આપેલું ત્યાં આગળ તે વખતના સુપ્રસિદ્ધ કથાકાર પ્રાણશંકર વ્યાસ, જેમની પાસેનો દયારામની કૃતિઓનો અપ્રકટ સંગ્રહ વડોદરા રાજ્યના આશ્રયથી 'દયારામકાવ્યસુધા'ને નામે પ્રકટ થયો છે, તે કથા કરતા અને કથાને અન્તે પ્રસંગના ઔચિત્ય અનુસાર નરસિંહ મહેતાના જીવનના પ્રસંગોનું રસભર્યું વર્ણન આપતા અથવા દયારામની ગરબીઓ લલકારતા. એ કથાઓ શ્રવણ કરવી એ મારો નિત્યનો કાર્યક્રમ હતો એ વાતનું સ્મરણ કરતાં આજે પણ મને આનન્દ થાય છે. એ સ્થાન–'બાલાજીનો ટેકરો' આજે અન્ય પ્રકારની ઉપયોગી સેવા બજાવી રહ્યું છે, છતાં ધર્મને લગતાં કથા, વ્યાખ્યાનો વગેરેને માટે યોગ્ય સ્થળ તરીકે આજે પણ બાલાજીનું મંદિર સુરતની જનતામાં જાણીતું છે. આત્માની ઉંડી ભૂખને ભાંગવાને માટે કોઈ કોઈ વખત તો ત્યાં ઘણી ભારે મેદની થાય છે. વૈષ્ણવ મંદિરોમાં ઉત્સવના દિવસોએ ફૂલમંડળી વગેરેની જે શોભા થાય છે તે સુરતની જનતાની રસિકતાનો તેમ જ તેના ભક્તિભાવથી ભીંજાયલા હૃદયનો આપણને સાક્ષાત્કાર કરાવે છે.

ગુરુકુળસંસ્થા

એવી જનતાથી વસેલા આ નગરમાં 'ગુરુકુલ' જેવી સંસ્થા ઊભી થઈ છે અને તે સંગીન કાર્ય કરવાનો ઉત્સાહ

દાખવે છે એ પરમ આનન્દનો વિષય છે. ભૂતકાળ પાછો આવી શકે નહીં, આવવો જોઈએ પણ નહીં. આ સંસારની ઘટના જ એવી છે. ભૂતકાળને પાછો આણવાની વ્યર્થ આશા આપણે રાખવી જોઈએ નહીં, એવાં મિથ્યા સ્વપ્ન આપણે સેવવાં જોઈએ નહીં, એવા ઠાલા પ્રયત્નો આપણે આદરવા જોઈએ નહીં. પણ એ ભૂતકાળમાં પણ જે સદંશ છે તે તો અવિનશ્વર છે. એ સદંશ આપણે પેખી શકીએ, એ સદંશ આપણે વધાવી લઈએ, એ સદંશ આપણે અપનાવી શકીએ. આપણી હાલની શિક્ષણપ્રણાલીમાં એ અંશ નથી એ કારણે તો એ અંશ પ્રત્યે આપણો વિશેષ આદર થવો ઘટે છે. એ અંશને સત્કારવાની, સંગ્રહવાની, સમૃદ્ધ કરવાની પવિત્ર ભાવનાનું મૂર્તિમંત સ્વરૂપ આ ગુરુકુલ છે. એ ગુરુકુલનો હું ઉદય ઇચ્છું છું. એ ગુરુકુલના ટ્રસ્ટી સાહેબોની તથા રાવબહાદુર પંડ્યા, શ્રીયુત ખાંડવાળા વગેરે અનુભવી સજ્જનોની સલાહ સાથે, ઉત્સાહી અને સેવાભાવી અધ્યાપકોના સહકાર સાથે પૂર્વ અને પશ્ચિમ એ ઉભય સંસ્કૃતિનાં ગિરિઝરણાંના અમૃતરસનો જેમણે આસ્વાદ કર્યો છે એવા આચાર્યશ્રી જયેન્દ્રરાય દૂરકાળ એ ઉદય સાધી શકશે અને જેના વિના સમાજનું જીવન મૃત્યુસમાન છે તે ધર્મના પ્રાણનો સંચાર પણ વધારે ને વધારે મોટા વર્તુલમાં કરાવી શકાશે એવો મને ભરોસો છે. આચાર્યશ્રી દૂરકાળ સાહેબ મારા જૂના મિત્ર છે. મહાપાઠશાળામાં એઓ મારા-સહાધ્યાયી હતા. એમના

સૌજન્યને કારણે એમના પ્રત્યેનો મારો સ્નેહ ઘણો જૂનો છે. પરન્તુ સુરતના નિવાસ દરમ્યાન કૌટુમ્બિક અને અન્ય અનેક પ્રકારની આપત્તિઓમાં પણ જે અડગ ધૈર્ય એમણે સાચવ્યું હતું, જે અસાધારણ હિંમત એમણે દાખવી હતી, જે અદ્ભુત સહનશીલતા એમણે રાખી હતી તે એમની પવિત્ર ધર્મભાવના અને અવિચલ પ્રભુશ્રદ્ધાની સૂચક હતી એવું જ્યારે મેં જોયું ત્યારે એમના પ્રત્યેનો મારો પ્રેમ તે પૂજ્યભાવમાં પરિણમ્યો. એમના વિચારો આકરા છે, લાંબા વખતની વિચારણાને પરિણામે તે કદાચ વિશેષ આકરા બન્યા હશે, પણ તેની પાછળ પ્રામાણિક હૃદયનું સંગીન આત્મબળ રહેલું છે. એ વિચારો સર્વને–એમના અંગત મિત્રોને પણ સર્વથા માન્ય ન થાય એ સ્વાભાવિક છે, એ વિચારો અમાન્ય થતાં એમનું હૃદય દુઃખાય એ પણ એટલું જ સ્વાભાવિક છે, છતાં એમનું ઔદાર્ય નિઃસીમ છે. આટલા આકરા વિચાર હોવા છતાં આટલી મતાન્તરસહિષ્ણુતા અન્યત્ર મેં ભાગ્યે જ જોઈ હશે. એવા ઉત્તમ ચારિત્ર્યવાન્ આચાર્યની અંગત દેખરેખ હેઠળ ગુરુકુલમાં શિક્ષણ લેવાનું સદ્ભાગ્ય જેમને પ્રાપ્ત થયું છે તે વિદ્યાર્થીઓને હું મારા અંતઃકરણનાં અભિનંદન આપું છું.

ચાર પુરુષાર્થ

ચારે પુરુષાર્થમાં ધર્મને સૌથી પહેલો કેમ ગણાવવામાં આવ્યો છે તે આપણે જોયું. આ ધર્મનું શિક્ષણ પહેલા–બ્રહ્મચર્યાશ્રમમાં જ સંપાદન કરાતું

હોવાથી એ દૃષ્ટિએ પણ ધર્મને પહેલો મૂકવામાં ઔચિત્ય જણાશે. ત્યાર પછી અર્થ અને કામ ગણાવ્યા છે. ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે—

"अर्थमनर्थं भावय नित्यं नास्ति ततः सुखलेशः सत्यम् ।
पुत्रादपि धनभाजां भीतिः सर्वत्रैषा विहिता रीतिः ॥"

એ વિચાર પ્રમાણે અર્થને અનર્થ તરીકે નથી ગણવામાં આવ્યો, પણ અર્થને અર્થ તરીકે-પુરુષાર્થ તરીકે જ ગણવામાં આવ્યો છે. ભગવાન્ કૌટિલ્ય તો એટલે સુધી કહે છે કે ધર્મનું અનુષ્ઠાન પણ અર્થ વિના શક્ય નથી, માટે અર્થને જ સૌથી પ્રથમ સ્થાન આપવું જોઈએ. આ દલીલ મને બહુ સંગીન લાગતી નથી, કારણ કે ધર્મના અનુષ્ઠાન કરતાં પણ ખાસ વધારે અગત્યની તો ધર્મની ભાવના જ છે એમ મારું માનવું છે. ધર્મનો સાચો સમ્બન્ધ અમુક ક્રિયાઓ સાથે નહીં, પણ મનુષ્યના આત્માની સાથે છે. અર્થશાસ્ત્રનું પ્રતિપાદન કરવાનો ભગવાન્ કૌટિલ્યનો ઉદ્દેશ હોવાથી આ પ્રમાણે અર્થનો મહિમા એમણે વધાર્યો હોય તે સમજી શકાય એવું છે. અર્થ અને કામ એ બન્ને પુરુષાર્થની સિદ્ધિ બીજા એટલે ગૃહસ્થાશ્રમમાં થાય છે. એ બે પુરુષાર્થની સિદ્ધિ માટેના પ્રયત્નમાં રળવા કમાવાની, હુન્નરઉદ્યોગની, નોકરીચાકરીની અને મોજશોખની, ભોગવિલાસની, એશઆરામની સ્વલક્ષી પ્રવૃત્તિઓને જ હું નથી મૂકતો, પણ સાહિત્યસેવા, સમાજસેવા, દેશસેવા વગેરે સર્વલક્ષી પ્રવૃત્તિઓને પણ હું મૂકું છું, કારણ કે દેશની સર્વતોમુખી પ્રગતિને માટે એ

સર્વ પ્રવૃત્તિ અત્યન્ત જરૂરની છે. અર્થ પહેલો ગણાવ્યો છે અને કામ પછી મૂકાયો છે એનો અર્થ 'પહેલાં રળવા-કમાવાનું અને પછી પરણવાનુ' એમ ખરો કે નહીં એ પ્રશ્ન હાલની સમાજસ્થિતિમાં અતિ મહત્ત્વનો હોવાથી એ પ્રશ્ન આપના વિચારને માટે રજુ કરીને જ હું વિરમીશ, એનો ઉત્તર આપવાનું સાહસ નહીં કરૂં. છેલ્લો પુરુષાર્થ મોક્ષ, જે છેવટના આશ્રમોમાં ખાસ સેવવાનો છે, તેના સમ્બન્ધમાં તો આરંભમાં ઘણું વિવેચન કરેલું હોવાથી અત્રે હું વિશેષ વિસ્તાર નહીં કરૂં.

આપણા પ્રાચીન કાળનું લગભગ સઘળું સાહિત્ય ધર્મના જ રંગથી રંગાયલું છે.

પ્રાચીન ગુજરાતી સાહિત્ય અપભ્રંશમાં તેમ જ જૂની ગુજરાતીમાં લખાયલાં કાવ્યોમાંથી

કોઈક જ વીરચરિત કાવ્યના વર્ગમાં મૂકી શકાય. બાકીનાં બધાં ધર્મને લગતાં છે. જૈન સાહિત્યકારોએ રાસો અને પ્રબંધો રચ્યા છે અને આપણા પ્રાચીન કાવ્યસાહિત્યને ઘણી સારી રીતે સમૃદ્ધ કર્યું છે, પણ એ કાવ્યોનો પ્રધાન સૂર તો ધર્મનો જ છે. પદ્મનાભનું 'કાન્હડદે પ્રબંધ' જૂદા પ્રકારનું છે, પણ તે અપવાદરૂપ જ ગણી શકાય. નરસિંહ અને મીરાંબાઈ બન્ને ભક્ત કવિઓ હતાં. નરસિંહના જન્મકાળ વિષે હાલમાં ઘણો મતભેદ ચાલે છે. એનાં કેટલાંક કાવ્યોમાં ચિત્રા, વિશાખા આદિ ગોપીઓનાં નામ આવે છે તે પરથી એનો જન્મકાળ સાધારણ રીતે સ્વીકારાયો છે તે નહીં પણ તેનાથી ઘણો મોડો-છેક

ચૈતન્યના કાળ પછી હોવો જોઈએ એવો મત નામદાર શ્રીયુત 'મુનશીએ પ્રતિપાદન કર્યો છે. બીજા વિદ્વાનો માને છે કે ભાગવત, જયદેવનું ગીતગોવિન્દ, કબીર, શંકરાચાર્ય, સાધુસંતોનો સમાગમ વગેરેની અસર નરસિંહ મહેતા ઉપર થયેલી એટલું જ સ્વીકારવાથી એનાં સઘળાં કાવ્યોનો ખુલાસો મળી રહે છે, અને તે ઉપરાંત ચૈતન્યની અસર પણ એના ઉપર થઈ જ હોવી જોઈએ એમ વિશેષ કલ્પના કરવાની અને એની સર્વસ્વીકૃત જન્મતિથિને દૂરથી જેમ બને તેમ નિકટમાં ખેંચી લાવવાની લેશ પણ જરૂર નથી. એ ચર્ચાની સાથે આ સ્થળે આપણે સમ્બન્ધ નથી. એ તેમ જ મીરાંબાઈ એ બન્ને ભક્ત કવિઓએ પ્રભુપ્રેમ ગાયો છે અને આપણા હૃદય ઉપર પવિત્ર સંસ્કાર પાડયા છે એટલું જ જાણવું આ પ્રસંગને માટે પૂરતું છે. ત્યાર પછી કવિવર પ્રેમાનંદ થયા. તેમણે અનેક આખ્યાનો લખ્યાં છે, અને દરેક જાતના રસનો આસ્વાદ પોતાની અદ્ભુત શક્તિથી એમણે કરાવ્યો છે. પરન્તુ એમનાં પણ ઘણાંખરાં કાવ્યસાહિત્યની પ્રેરણાનું મૂળ તો આપણા પ્રાચીન ધર્મગ્રન્થોમાં જ હતું. અખો તો વેદાન્તી કવિ હતો એટલે એનાં કવનોમાં વેદાન્તનું જ પ્રાધાન્ય હોય તેમાં નવાઈ જેવું નથી. સામળભટ્ટે પોતાની વાર્તાઓના વિષય પુરાણોમાંથી નહીં લીધેલા છતાં કેટલીક આગલા ગ્રન્થકારોની કૃતિઓ એણે નવા સ્વરૂપમાં રજુ કરી છે, કેટલીક રચનાઓની પ્રેરણા એને પુરાતન ગ્રન્થોમાંથી મળી છે, અને એની અંગદવિષ્ટિ તો રામાયણનો જ એક

પ્રસંગ લઈને લખાયલી છે. પ્રાચીન યુગનો છેલ્લો કવિ દયારામ, તેણે તો અજામિલાખ્યાન લખીને પ્રભુના નામસંકીર્તનનો મહિમા ગાયો છે, કૃષ્ણની લીલાઓ વર્ણવી છે, વૈષ્ણવ સંપ્રદાયના સિદ્ધાન્તો સમજાવ્યા છે, ભજનો, ગરબીઓ, પદો વગેરે રચીને ભગવાનનો મહિમા ગાયો છે. ભાલણ, ભીમ, વસ્તો, તુળસી, નાકર, મુકુન્દ, દેવીદાસ, શિવદાસ, વિષ્ણુદાસ, મુરારિ, શ્રીધરસ્વામી, નરહરિ, વલ્લભ, વીરજી, રત્નેશ્વર, હરિદાસ, દ્વારકાદાસ, ગોપાળદાસ, ધનદાસ, રતનજી, આનન્દઘન, નેમવિજય, વલ્લભભટ, દ્વારકો, કાલિદાસ, પ્રીતમદાસ, શિવાનંદ, નરભેરામ, ઉદયરત્ન, માધવદાસ, ધીરો ભગત, નીરાંત ભગત, બાપુસાહેબ, પ્રેમાનંદ સ્વામી, ભોજો ભગત, મનોહર સ્વામી, ગિરધર, રણછોડ ભગત, રણછોડજી દીવાન, હરિરામ, હરિભટ, વીરવિજય, બ્રહ્માનંદ, મુક્તાનંદ, નિષ્કુલાનંદ, દેવાનંદ, દિવાળીબાઇ, રાધાબાઈ, કૃષ્ણબાઈ, પૂરીબાઈ, ગવરીબાઈ,—એવા અનેક નાના મોટા, સ્ત્રી પુરુષ, શૈવ સંપ્રદાયના, વૈષ્ણવ સંપ્રદાયના, શાક્ત સંપ્રદાયના, સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓએ ધર્મની ભાવના ઝીલી છે અને ગુજરાતની જનતાને પ્રભુની ભક્તિનો અમૃતરસ પાયો છે.

**નર્મદયુગ**

ત્યાર પછી નર્મદયુગ બેઠો. પશ્ચિમની સંસ્કૃતિના નૂતન પરિચયને લીધે જનતાને તેની અજબ મોહની લાગી. જે આપણું તે નઠારૂં, જે પશ્ચિમનું

લાવ્યાં, કેટલાકના ઉપર એની મોહક અસર થઈ. સુધારાનાં કાવ્યો પણ એમણે સૂક્ષ્મ કલાદૃષ્ટિથી રચ્યાં. ટેનિસનના 'In Memoriam' જેવું મરણનિમિત્તક ચિન્તનાત્મક કરુણપ્રશસ્તિનું કાવ્ય પણ એમણે રચ્યું.

કાવ્યસ્વરૂપ

કવિતાના બાહ્ય સ્વરૂપમાં, કવિતાના વિષયોમાં, કવિતાના પ્રકારોમાં એ કાળથી અવનવા ફેરફારો થતા જ રહ્યા છે. આપણાં પૌરાણિક આખ્યાનોમાં

તે સર્વ સારૂં એવું ભાસવા લાગ્યું. નર્મદે મંડળીઓ સ્થાપી, નિબન્ધો લખ્યા, ભાષણો આપ્યાં. સુધારાનો ઝંડો એણે ફરકાવ્યો. 'ગુજરાતી ગદ્યના પિતા' તરીકે એ ઓળખાયો. કવિતામાં પણ એણે સુધારાનું બ્યૂગલ વગાડ્યું. 'પ્રેમ-શૌર્ય'ને પોતાનો મુદ્રાલેખ બનાવી પ્રેમનાં અને શૌર્યનાં ગીતો એણે ગાયાં. જે પ્રેમ પાછલા યુગમાં પ્રભુ પ્રત્યે ઢોળાતો તે હવે પ્રિયા પ્રત્યે ઢોળાયો. કુદરતની કવિતા પણ રચાવા માંડી. 'દેશાભિમાન' શબ્દ પણ એણે યોજ્યો અને દેશાભિમાનની તીવ્ર ઉત્કંઠા પણ એણે પ્રગટાવી. કેટલાંક અંગ્રેજી કાવ્યોનાં ભાષાન્તર એણે કર્યાં. એના સમકાલીન દલપતરામની વિચારપદ્ધતિ કંઇક જૂદી હતી, તેની કાવ્યશૈલીમાં પણ ફેર હતો, પણ સુધારા વિષેનો આગ્રહ બન્નેનો સરખો હતો. જીવનના પાછલા ભાગમાં નર્મદના વિચારો બદલાયા. સુધારાની ઝુંબેશનું પરિણામ જોતાં, જગતના ઇતિહાસનું અવલોકન કરતાં પોતાના આગલા વિચારો એને ભૂલભરેલા લાગ્યા, અને 'ધર્મવિચાર' નામનો ગ્રન્થ એણે પ્રકટ કર્યો.

નરસિંહરાવ

ત્યાર પછીના કાળમાં નરસિંહરાવ ભોળાનાથના કુસુમમાળા આદિ કાવ્યસંગ્રહો પ્રકટ થયા. વર્ડ્ઝવર્થ, શેલી વગેરે કવિઓનાં કુદરત-કાવ્યોનો ઉંડો અભ્યાસ એમણે કરેલો તેને પરિણામે એ કવિઓના જેવી દૃષ્ટિથી એમણે કુદરતનું નિરૂપણ કર્યું. ઊર્મિકાવ્યો પણ એમણે રચ્યાં. કેટલાકને એ કાવ્યકુસુમો રૂપરસગંધવર્જિત

લાવ્યાં, કેટલાકના ઉપર એની મોહક અસર થઈ. સુધારાનાં કાવ્યો પણ એમણે સૂક્ષ્મ કલાદૃષ્ટિથી રચ્યાં. ટેનિસનના 'In Memoriam' જેવું મરણનિમિત્તક ચિન્તનાત્મક કરુણપ્રશસ્તિનું કાવ્ય પણ એમણે રચ્યું.

કાવ્યસ્વરૂપ

કવિતાના બાહ્ય સ્વરૂપમાં, કવિતાના વિષયોમાં, કવિતાના પ્રકારોમાં એ કાળથી અવનવા ફેરફારો થતા જ રહ્યા છે. આપણાં પૌરાણિક આખ્યાનોમાં અમુક પ્રસંગ લઈને તેના ઉપર કળાનું રસિક વિધાન કરવાની જે પ્રથા આ કાળમાં પડી તેણે આપણા ધર્મની સાથેનો આપણા સાહિત્યનો સમ્બન્ધ કંઈક અંશે જાળવી રાખ્યો. એક જ છંદમાં આખું કાવ્ય ન રચતાં જૂદા જૂદા પ્રસંગ અને જૂદા જૂદા ભાવ પ્રમાણે છંદમાં પણ અનુકૂળ પલટાઓ આણવાની જે નવી રીતિ સ્વ. મણિશંકર રતનજી ભટે પોતાના 'વસન્તવિજય'માં દાખલ કરી તે નરસિંહરાવ, કલાપી, ખબરદાર વગેરે અનેક કવિઓએ અપનાવી લીધી. છંદના કોઈ કોઈ ચરણને વધારે લંબાવવું, કોઈ કોઈ ચરણને વધારે ટુંકાવવું એવી જાતજાતની સરવાળા બાદબાકી થવા માંડી. અમુક ચરણનો છેડો આવતાં એક સળંગ વિચારપ્રવાહ અટકાવી દેવો પડે એ સ્થિતિ અરુચિકર લાગતાં અંગ્રેજી બ્લૅંકવર્સના જેવી કોઈ નવી છંદરચના શોધાવા મંડાઈ. છેક નર્મદના કાળથી એ દિશામાં પ્રયત્નો ચાલતા હતા. નર્મદે 'વીરછંદ' શોધ્યો. રા. મનહરરામ, જેમણે રામાયણના એક કાણ્ડને ગુજરાતી કવિતામાં ઉતાર્યો

છે, તેણે 'રામછંદ' શોધ્યો. સાક્ષરશ્રી કેશવલાલ ધ્રુવે 'વનવેલી' એ નવા છંદને પ્રસિદ્ધિમાં આણ્યો. પ્રો. બળવંતરાય ઠાકોરને 'પૃથ્વી છંદ' એ જોઈતી સગવડ આપી શકે એવો લાગ્યો. કોઈએ 'અનુષ્ટપ્ છંદ'ની હિમાયત કરી. કવિશ્રી ન્હાનાલાલભાઈને એમની 'ડોલનશૈલી' સાંપડી. શેક્સપિયરના ઢબની તેમ જ ઈટાલિયન એ બન્ને પ્રકારની 'સૉનેટ'ને આપણી ભાષામાં ઉતારવાના અનેક પ્રયત્નો થયા અને કેટલાકને તેમાં ઘણી સારી સફળતા પણ મળી.

આધુનિક કવિતા

કવિતાના બાહ્ય સ્વરૂપમાં જેમ ફેરફાર થતા ગયા છે તેમ કવિતાના વિષયોમાં પણ અદ્‌ભુત ફેરફાર થઈ ગયો છે. રસની કે રસિકાની વાતડી હવે નથી રુચતી. કોયલના ટહુકાએ પણ એની મીઠાશ કંઈક ગુમાવી જણાય છે. ઉજ્જવળ ભાવનાભર્યાં કલ્પનાનાં જે ઉડ્ડયનો કવિશ્રી ન્હાનાલાલમાં આપણે જોઈએ છિયે તે હવે અન્યત્ર નથી જણાતાં. પતિપત્નીના પ્રેમને બદલે કોઈએ ભાઈબહેનના પ્રેમને બહલાવ્યો છે, તો કોઈએ કૌટુમ્બિક જીવનના રસભર્યા પ્રસંગોનું નિરૂપણ કર્યું છે. એથી વિશેષ લક્ષ આપણા દીન અને દલિત વર્ગનાં સુખદુઃખ તરફ ઘણાનું ગયું છે. કવિનો વિષય અમુક જ હોય એવાં બન્ધનો હવે તૂટી ગયાં છે. 'પીંછું' એ પણ કાવ્યનો વિષય બની શકે છે. કાવ્યકલાથી જે ચિત્ર ખડું કરવામાં આવે તે સુરૂપ હોય કે વિરૂપ હોય એ પ્રશ્ન હવે ગૌણ બન્યો છે; એમાં 'વાસ્તવતા' કેટલી છે એ જ અગત્યનો

મુદ્દો ગણાયો છે. 'દેશાભિમાન'નો જુસ્સો એ પણ હાલની કાવ્યપ્રવૃત્તિનું આગળ પડતું લક્ષણ છે. નર્મદનાં કેટલાંક કાવ્યોમાં એ જુસ્સો આપણે જોઈએ છિયે. નરસિંહરાવનાં 'દેશજનનીની અશ્રુમાળા' જેવાં કોઈ કોઈ કાવ્યમાં દેશ પ્રત્યેની મમતા દૃષ્ટિગોચર થાય છે. રા. ખબરદારના 'ભારતનો ટંકાર' એ કાવ્યસંગ્રહમાં એ દેશાભિમાન વધારે ઉત્કટ સ્વરૂપમાં આપણે પેખીએ છિયે. કવિશ્રી ન્હાનાલાલે આપણા દેશનું ગૌરવ અનેક મધુર પદાવલિઓમાં ગાયું છે. પરન્તુ દેશની મુક્તિ એ જેમને માટે 'કોઈ ધન્ય પ્રસંગે' મેવવાનો વિચાર કે અનુભવવાની લાગણી નથી, એ મુક્તિની લડતમાં જેમણે ઝંપલાવ્યું છે, એ લડતની ભીષણતાનું જેમને ભાન થયું છે, એ લડતને અંગે કારાગૃહવાસ જેમણે સેવ્યો છે અને મોંઘાં બલિદાન જેમણે આપ્યાં છે, તેમના હૃદયમાંથી ભભુકતી દેશભક્તિની જ્વાળાઓ જૂદા જ પ્રકારની છે અને એ જ્વાળાઓ પ્રકટ કરનારી કવિતાઓનું સ્થાન સાહિત્યમાં સદા ઉંચું જ રહેશે, કારણ કે એ કાવ્યચિત્રો, કવિના હૃદયના રુધિરથી ચીતરાયલાં છે. એ જુસ્સામાં કોઈ કવિએ ધર્મની નિન્દા કરી હોય, ભક્તિને અવગણી હોય, પ્રભુમંદિરને વગોવ્યાં હોય તો તેમાં માત્ર તારુણ્યનો તનમનાટ છે, કેવળ 'કવિપણું' છે, સંગીન સત્ય નથી એમ મારું માનવું છે ધર્મનો ઉચ્છેદ જેને વાંછિત હોય એવા કવિ આપણા દેશમાં છે પણ નહીં અને હશે પણ નહીં એવી મારી શ્રદ્ધા છે. આપણું રાસસાહિત્ય, જે ઉત્તરોત્તર વિકાસ

પામતું રહ્યું છે, તે પણ આપણી આધુનિક કવિતાનું ઉજ્જ્વળ અંગ છે.

**ગદ્યવિભાગ**

ગદ્યવિભાગમાં 'અનિબદ્ધ નિબંધ'નું નૂતન સ્વરૂપ, જે પશ્ચિમને સુપરિચિત છે, તે આપણી ભાષામાં સફળ રીતે ઉતારવાનું માન આપણા આચાર્યશ્રી જયેન્દ્રરાય દૂરકાળ અને પ્રો. અતિસુખશંકર ત્રિવેદીને ઘટે છે. ટૂંકી વાર્તામાં પણ આપણે ઠીક પ્રગતિ કરી છે એમ આપણે વગર સંકોચે કહી શકીએ. માનવહૃદયના જે પ્રેમલ ભાવો ધનવાન્ અને પ્રતિષ્ઠિત માણસોનાં હૃદયમાં વ્યક્ત થાય છે તે જ દીન અને દલિત વર્ગનાં માણસોમાં પણ ઉછળતા હોય છે અને તેની અવજ્ઞા થતાં કેવાં કરુણ પરિણામો આવે છે તેનાં હૃદયદ્રાવક ચિત્રો એ સાહિત્યની કેટલીક સચોટ રચનાઓમાં ઘણી કુશળતાથી આપવામાં આવ્યાં હોય છે. નાટકોમાં 'લલિતા–દુઃખદર્શક નાટક' લખાયું ત્યારથી જ નહીં પણ 'રાઈનો પર્વત' અને 'જયા અને જયન્ત' લખાયાં ત્યારથી પણ વિશેષ આગળ આપણે વધ્યા છિયે એમ મને લાગે છે. રા. મુનશી, રા. બટુભાઈ ઉમરવાડિયા, રા. ચંદ્રવદન મહેતા, પ્રો. વ્યોમેશચન્દ્ર પાઠકજી વગેરેની રચનાથી આપણું એ સાહિત્ય ઠીક ઠીક પોષાયું છે. રા. ચન્દ્રવદન મહેતાનાં 'આગગાડી' વગેરે નાટકો, રંગભૂમિ ઉપર નાટકોને કલાપૂર્ણ રીતે રજુ કરવાનો એમનો ઉત્સાહ અને એ વિષયના રસિકોએ વિચારણા કરીને એ સમ્બન્ધી યોજના ઘડીને

તેને અમલમાં મૂકવાનો ચાલી રહેલો વિચાર એ સર્વ જોતાં એ દિશામાં જરૂરની વિશેષ પ્રગતિ આપણે કરી શકીશું એવી ઉમેદ આપણે રાખી શકીએ. રા. મુનશીનાં 'અવિભક્ત આત્મા' જેવાં કેટલાંક પૌરાણિક નાટકો આપણા ભૂતકાળના ગૌરવનો કલ્પનાના સામર્થ્ય અને વાણીના વૈભવ વડે આપણને સાક્ષાત્કાર કરાવે છે. પાત્રનિરૂપણમાં 'વાસ્તવતા' આણવાને માટે જ્યારે એ ગૌરવશાળી ઋષિઓ કે ઋષિપત્નીઓને 'માનુષી નિર્બળતા' આરોપવામાં આવે ત્યારે હાલની માનવતાને માપે એ ભૂતકાળની યશસ્વી માનવતાને માપવામાં આપણે ગંભીર ભૂલ કરીએ છિયે એમ આપણને લાગ્યા વિના રહે નહીં. એવી ભૂલ કયાંય પણ નથી થઈ એમ કહેવું એ રા. મુનશીનાં તમામ 'પૌરાણિક નાટકો' વિષે તો ચોક્કસ વધારે પડતું કહેવાશે એમ મને લાગે છે.

નવલકથા

નવલકથાના પ્રદેશમાં આપણે નાટકો કરતાં વિશેષ સિદ્ધિ મેળવી છે તે બદલ રા. મુનશી તથા રા. રમણલાલ દેસાઈનો આપણે આભાર માનવો ઘટે છે. પહેલી નવલકથા–'કરણઘેલો'–લખાઈ ત્યાર પછી સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના સરસ્વતીચંદ્રે જનતાને જેટલી આકર્ષી તેટલી બીજી કોઈ પણ રચનાએ નથી આકર્ષી. રસભર્યા પ્રસંગોની યોજના અને તેનું નિરૂપણ, સચોટ પાત્રાલેખન, દરેક પાત્રના સ્ફુટ વ્યક્તિત્વને અનુસરતી સ્વાભાવિક વાણી વગેરે રસસામગ્રીથી

ભરપૂર એ નવલકથામાં જ્ઞાનનો ભંડાર ભરવાની, અનેક ગંભીર પ્રશ્નોની સર્વદેશી વિચારણાથી એને સમૃદ્ધ કરવાની મહત્ત્વાકાંક્ષા જો લેખકે ન રાખી હોત તો જગતના મહાગ્રન્થોમાં ગણાવા જેટલું ગૌરવ એને કદાચ ન પ્રાપ્ત થાત, પણ અતિ વિસ્તારને કારણે વિશુદ્ધ અને નિર્ભેળ નવલકથાની કલાકૃતિ તરીકે એનો આનન્દ 'સામાન્ય વાચકો' તરફથી અગાઉના કરતાં અત્યારે ઓછો લેવાય છે તેમ તો ન જ થાત. રા. મુનશીની નવલકથાઓએ જનહૃદયની અસાધારણ પ્રીતિ મેળવી છે. એમનાં મુખ્ય પુરુષપાત્રો સત્તાના અભિમાનવાળા અને આત્મગૌરવથી સંપન્ન હોય છે; એમનાં સ્ત્રીપાત્રો વિવિધ મનોદશા સેવતાં છતાં અજબ આકર્ષણવાળાં હોય છે. ઐતિહાસિક સત્ય એમની નવલકથામાં સચવાયું નથી એમ કહેનારા છે, પણ ઐતિહાસિક નવલકથાના રચનારને એ બાબતમાં કેટલી છૂટ હોવી જોઈએ એ વિવાદગ્રસ્ત વિષયમાં ઉતરવાનો આ પ્રસંગ નથી. એમની નવલકથાઓ વસ્તુની ગૂંથણીને લીધે, પ્રસંગોની સચોટતાને લીધે, પાત્રોની ઊંડા ભાવ જગવવાની શક્તિને લીધે રસ આપવાનું વિરલ સામર્થ્ય ધરાવે છે. જીવનનો ઉલ્લાસ આખા વર્તમાન સાહિત્યનો પ્રધાન સૂર હોય કે ન હોય પણ એમની નવલકથાનો તો છે જ. 'જીવનનો ઉલ્લાસ' એ શબ્દો મને ઘણા પ્રિય છે. ઉલ્લાસ વિનાનું જીવ્યું શા કામનું ? એ ઉલ્લાસ આપણા વિચારોમાં શિથિલતા આણે નહીં, આપણી નીતિને લપસણી બનાવી દે નહીં,

આપણા સંયમને તોડાવે નહીં એ જ જરૂરનું છે. દેશભરની સર્વદેશી જાગૃતિના જે કારણરૂપ છે, અને સત્ય તેમ જ અહિંસાને અમુક દેશકાળની જરૂરિયાત પૂરતાં કે અમુક સ્વાર્થસિદ્ધિનાં સાધન તરીકેનાં અજમાયશી તત્ત્વો તરીકે નહીં, પણ દરેક ધર્મયુદ્ધ માટેનાં અમોઘ અસ્ત્રો તરીકે જે લેખે છે તે મહાનુભાવનો જીવનસંદેશ સ્વચ્છન્દનો નહીં, પણ સંયમનો છે. એ સંયમ વડે જ આપણું આધ્યાત્મિક બળ આપણે વધારી શકીએ અને ઉન્નતિને પ્રાપ્ત કરી શકીએ. જાતીય સાહિત્યની માહિતી આપવાને બહાને બીનઅધિકારીઓ તરફથી સાંપ્રત કાળમાં જે બીભત્સ સાહિત્ય પ્રકટ થાય છે તેનો સખ્ત વિરોધ થવો ઘટે છે.

રામાયણ, મહાભારત, ભાગવત એ ત્રણેનાં એક કરતાં વધારે ભાષાન્તર ગુજરાતીમાં

વર્તમાન ધાર્મિક સાહિત્ય

થયાં છે. કવિતાનો જેને શોખ હોય તેને માટે ગિરધરકૃત રામાયણ, ગણપતરામકૃત લઘુભારત, પ્રેમાનંદકૃત દશમસ્કંધ એ ગ્રન્થો સુલભ છે. ફાર્બસ ગુજરાતી સભા તરફથી પણ મહાભારત પદબંધના કેટલાક ભાગ બહાર પડેલા છે. એકનાથી ભાગવતનો થોડો ભાગ પણ પ્રસિદ્ધ થયો છે. ભગવદ્‌ગીતાની તો અનેક ટીકાઓ પ્રસિદ્ધ થઈ ચૂકી છે. મધુસૂદનની ટીકા ગુજરાતી પ્રેસ તરફથી છપાઈ છે. લોકમાન્ય તિલકના 'ગીતારહસ્ય'નું ભાષાન્તર સ્વ. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીએ કરેલું છે. અધ્યાત્મ રામાયણ, યોગવાસિષ્ઠ, અને કેટલાંક પુરાણોનાં પણ

ભાષાન્તર થયાં છે. મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, પારાશર-સ્મૃતિ, નિર્ણયસિન્ધુ, વ્રતરાજ વગેરે ગ્રન્થો પણ ગુજરાતની જનતાને સુલભ થયા છે. કવિશ્રી ન્હાનાલાલભાઈનું 'ભગવદ્ગીતાનું ભાષાન્તર' જાણીતું છે. 'કુરુક્ષેત્ર' નામના મહાકાવ્યના પણ કેટલાક સ્કંધ એમણે પ્રકટ કર્યા છે. સાક્ષર શ્રી કેશવલાલ ધ્રુવે 'ગીતગોવિન્દ'નું ભાષાન્તર કરેલું છે. મહિમ્નસ્તોત્ર જેવાં અનેક સ્તોત્રોનાં પણ ભાષાન્તર થયાં છે. આચાર્યશ્રી આનન્દશંકર બાપુભાઈ ધ્રુવનાં 'નીતિશિક્ષણ' તથા 'ધર્મપાઠ્યપુસ્તક,' અને સ્વ. મણિલાલ દ્વિવેદીનું કરેલું 'વિવાદતાણ્ડવ'નું ભાષાન્તર એ વડોદરા રાજ્ય તરફથી છપાયાં છે. પ્રો. જેઠીસનદાસ કણિયાનું 'યોગશાસ્ત્ર'નું ભાષાન્તર ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ છપાવ્યું છે. સ્વ. મગનભાઈ ચતુરભાઈ પટેલનાં ભગવદ્ગીતા, ઉપનિષદો વગેરેને લગતા 'જ્યોતિગ્રન્થો' તે તે વિષય પર ઉજ્જ્વળ પ્રકાશ પાડી રહ્યા છે. રા. નર્મદાશંકર દેવશંકર મહેતાનું 'ઉપનિષદ્ વિચારણા' ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી બહાર પડ્યું છે. એ જ લેખકનો 'શાક્ત સંપ્રદાય–તેના સિદ્ધાન્તો, ગુજરાતમાં તેનો પ્રચાર, અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર' એ નામનો ગ્રન્થ ફાર્બસ ગુજરાતી સભા તરફથી છપાયો છે. એ જ રીતે એ સભાએ શૈવ ધર્મ તથા વૈષ્ણવ ધર્મ વિષેના ગ્રન્થો રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી પાસે લખાવી છપાવ્યા છે, અને બીજા સંપ્રદાય વિષે પણ એવા ગ્રન્થો તૈયાર કરાવવાની એની ધારણા છે.

રા. અંબાલાલ બુલાખીરામ જાનીએ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રસિદ્ધ થયેલા 'શ્રી હરિલીલા ષોડશકલાના ઉપોદ્‌ઘાત'માં 'ભક્તિની જ્વાલાઓ ક્યાંથી પ્રકટી?' એ પ્રશ્ન વિસ્તારથી ચર્ચ્યો છે. આચાર્યશ્રી ફૂરકાળનો 'રાસપંચાધ્યાયી' વિષેનો લેખ, જે ભાવનગર સાહિત્ય પરિષદ્‌માં વંચાયલો, તે તેમ જ એમનું 'સ્વરાજ્ય અને સંસ્કૃતિ' પણ ધર્મના જ ગ્રન્થો ગણી શકાય. સ્વામી અખંડાનંદજીએ એમની ગ્રન્થમાળામાં 'રામકૃષ્ણ પરમહંસનાં ઉપદેશવચનો,' 'સ્વામી રામતીર્થ,' 'ચૈતન્ય,' 'તુકારામ' વગેરે ગ્રન્થો પ્રસિદ્ધ કર્યા છે. શ્રેયઃસાધક અધિકારી વર્ગની પ્રવૃત્તિ પણ ચાલુ છે અને રા. રા. નગીનદાસ સંઘવી, રા. રા. કૌશિકરામ મહેતા વગેરેના તરફથી આપણું ધર્મવિષયક સાહિત્ય સમૃદ્ધ થતું રહે છે.

પણ આ નામાવલિ હું વિસ્તારૂં તેના કરતાં આ સમારંભને અંગે ધર્મના સાહિત્યગ્રન્થોનું જે પ્રદર્શન ખુલ્લું જ મૂકાયલું છે તે જોયાથી આપણી ગ્રન્થસમૃદ્ધિનો તેમ જ આપણી ઊણપનો વધારે ચોક્કસ ખ્યાલ આપને આવી શકશે. સમૃદ્ધિ હોય તેટલીનો લાભ લેવા અને ઊણપ હોય તે પૂરવા મારી આપને વિનંતિ છે.

સજ્જનો! આપ સર્વને હું ફરીથી અંતઃકરણપૂર્વક આવકાર આપું છું.

(શ્રી વિઠ્ઠલદાસ ઠાકોરદાસ હિન્દુ ગુરુકુલ સરસ્વતી ઉત્સવના સંમેલન પ્રસંગે સ્વાગતાધ્યક્ષપદેથી આપેલું ભાષણ, આશ્વિન શુક્લ ૯, સં. ૧૯૯૩, તા. ૯-૧૦-૩૭)

આજના સંમેલનનું પ્રમુખપદ લેવા આપે મને નિમંત્રણ આપ્યું તો એ નિમંત્રણનો અસ્વીકાર કરવાની ધૃષ્ટતા હું ન દાખવું એ સ્વાભાવિક છે. આપના તરફથી દર વર્ષે આવી રીતનાં સંમેલનો કરી આપણી જ્ઞાતિના બંધુઓને પરસ્પરનો સ્નેહ વધારવાના તથા વિચારવિનિમય કરી ઉન્નતિને પથે પળવાના જે પ્રસંગ આપ ઉપસ્થિત કરો છો તેને માટે આપને અભિનંદન ઘટે છે. ઓગણીસ ઓગણીસ વર્ષ થયાં એ દિશામાં આપની પ્રવૃત્તિ ચાલતી હોવા છતાં આપના એક પણ સંમેલનમાં અત્યાર સુધીમાં હું હાજર રહી શકયો નથી એ વિચાર મને અત્યારે દુઃખકર અને નીચું જોવડાવનારો લાગે છે. આજના શુભ પ્રસંગે હું હાજર રહી શકયો છું એ હું પરમ સદ્‌ભાગ્ય માનું છું, પણ આપે જે ગંભીર જવાબદારી મારા શિર પર મૂકી છે તેમાંથી પાર ઉતરવા માટે આપના સાહાય્યની મને અત્યન્ત અપેક્ષા છે. એ સાહાય્ય આપના સૌજન્યને અનુરૂપ સદ્‌ભાવથી આપ આજને પ્રસંગે મને આપશો એવી મારી નમ્ર વિનંતિ છે.

શ્રી વડનગરા નાગર મંડળના સભ્ય તરીકે એના ઉદ્દેશો મને સુવિદિત છે. 'જ્ઞાતિમાં ઐક્ય અને બન્ધુભાવ વધે તેવાં, તથા જ્ઞાતિનું હિત સાધે તેવાં યોગ્ય કાર્યો યથાશક્તિ કરવાં' આ મંડળ પોતાની ઉત્સુકતા દાખવતું રહ્યું છે. એ ઉત્સુકતાને પરિણામે કેળવણી લેતા જ્ઞાતિના વિદ્યાર્થીઓને ચન્દ્રક, શિષ્યવૃત્તિ, તથા આર્થિક સહાય આપવાને એ મંડળ પ્રેરાયું છે. એ દિશામાં મંડળ

તરફથી જે પ્રવૃત્તિ થાય છે તે સ્તુતિને પાત્ર છે, અને વિદ્યાભિવૃદ્ધિની યોજનાને અમલમાં મૂકતાં કોઈ પણ સાંકડા વિચારોને વશ ન થતાં વિશાળ બુદ્ધિથી કામ કરવામાં આવે છે એ વિશેષ આનન્દનું કારણ છે, તે છતાં મંડળના ઉત્સાહીમાં ઉત્સાહી કાર્યકર્તાઓને પણ કદાચ લાગ્યા વિના નહીં રહેતું હોય કે મંડળની એ વિદ્યાપ્રસારને લગતી યોજના હજી પ્રાથમિક સ્વરૂપમાં છે અને તેને વિશેષ સુવ્યવસ્થિત, સુદૃઢ, અને સંગીન સ્વરૂપ આપવાની અત્યન્ત આવશ્યકતા છે. એ યોજનાની સફળતાનો આધાર સર્વના સાચા સહકાર ઉપર જ રહે એ અત્યન્ત સ્વાભાવિક છે. એ સહકાર આપ વગર સંકોચે આપશો એવી મારી આપને વિનંતિ છે.

જે કેળવણી આપણા યુવાન વર્ગને અત્યારે આપવામાં આવે છે તેમાં અનેક પ્રકારની ઊણપ હશે, ધર્મનું શિક્ષણ જે અર્થમાં આપમાંના કેટલાકને અપેક્ષિત હોય તે અર્થમાં કદાચ આપણી હાલની કેળવણી આપનારી સંસ્થાઓમાં નહીં અપાતું હોય, આપણા પ્રાચીન ગૌરવનું ભાન કરાવી આપણા આત્મમાનને પોષે અને આપણે માટે ઊજળાં ભવિષ્યનાં દ્વાર ખુલ્લાં કરે એવી જ્ઞાનસામગ્રીની એ કેળવણીમાં કદાચ ન્યૂનતા રહેતી હશે, છતાં પણ એટલું તો નિશ્ચિત જ છે કે પદ્ધતિપુરઃસર ગોઠવાયલો, અનેક અનુભવીઓની બુદ્ધિથી ઘડાયલો, અને કેળવણીશાસ્ત્રના જાણકારોની કસોટીમાંથી પસાર થયેલો કોઈ પણ અભ્યાસક્રમ જો આપણા યુવાનોને માટે

ાવહારિક દૃષ્ટિએ અનુકૂળ હોય તો તે આપણી સ્કૂલોમાં
ને કૉલેજોમાં જેને અનુસરવામાં આવે છે તે જ છે.
ળવણી આપનારી સર્વના ભરોસાને પાત્ર થયેલી કોઈ
ા જ અભ્યાસક્રમવાળી સંસ્થા હજી સુધી નીકળી નથી,
શાળ બુદ્ધિથી કેળવણીના વિષયને ચર્ચનારા સમર્થ
ક્ષણશાસ્ત્રીઓ પણ શોધવા મુશ્કેલ થઈ પડે
સ્વતંત્ર યુનિવર્સિટીની આપણી વાતો
યારદશામાંથી એક ડગલું પણ આગળ હજી
ી શકી નથી તેવે વખતે હાલની સ્કૂલો અને
ૉલેજોમાં અપાતી કેળવણી તરફ અનાદર બતાવવો એના
ું આત્મવિઘાતક કાર્ય બીજું ભાગ્યે જ હોઈ શકે.
ળવણી લેનાર વિદ્યાર્થીઓને જો આપણે ઉત્તેજન
પવા માંગતા હોઈએ તો તેમ કરવાને માટે હાલની
ચાલુ કેળવણી તરફ જ આપણે આપણી દૃષ્ટિ ફેરવી
ોએ. આપણા યુવાનોએ પ્રાપ્ત કરેલી કેળવણીનું
પ જો આપણે કાઢવા માંગતા હોઈએ તો તે ચાલુ
ળવણીને ધોરણે જ આપણે કાઢી શકીએ. કેળવણી
ા અત્યન્ત અગત્યના વિષયમાં આપણી બુદ્ધિપ્રભાવના
રણ અભિમાનવાળી જ્ઞાતિનું ખરેખરું સ્થાન ક્યાં છે
ા નિર્ણય આપણે કરવા માંગતા હોઈએ તો તે પણ
કેળવણીને અંગે લેવાતી યુનિવર્સિટીની પરીક્ષાઓનાં
રિણામોને આધારે જ આપણે કરી શકીએ. વિશાળ
ટેથી જ્ઞાતિની પ્રગતિ વિષે ચિન્તન કરતાં આપણે
ળવણી તરફ આ એક જ દૃષ્ટિબિન્દુથી જોવું અને

અન્ય અટપટી કથામાં ન પડવું એ જ્ઞાતિના હિતને અર્થે મને એટલું જરૂરતું લાગે છે કે ગેરસમજ થવાનું જોખમ વહોરી લઈને પણ એ તરફ હું આપનું ખાસ લક્ષ ખેંચું છું.

એ દૃષ્ટિબિન્દુથી જોતાં કેળવણીના સમ્બન્ધમાં બુદ્ધિમત્તા અને ઊંચા સંસ્કારનું અભિમાન ધરાવનારી આપણી જ્ઞાતિની સ્થિતિ આપણે તપાસીએ છિયે ત્યારે વર્તમાનપત્રોમાંથી કે આપના મંડળના હેવાલ પરથી કે અન્ય કોઈ સાધન મારફત આપણને એવી હકીકત સાંપડતી નથી કે જે આપણને પરમ સન્તોષનું કારણ થઈ શકે. કોઈ પણ સમાજની સંસ્કૃતિમાં અમુક મંડળ કે જ્ઞાતિનું શું સ્થાન છે તે નક્કી કરવા માટે એ મંડળ કે જ્ઞાતિમાં કેળવણી કેટલી ફેલાઈ છે એ જ એક ચોક્કસ કસોટી છે. એ કસોટીથી તપાસતાં 'ઊંચામાં ઊંચી' જ્ઞાતિ તરીકેનું આપણું 'વિશિષ્ટત્વ' કે 'શ્રેષ્ઠત્વ' જે કહો તે ટકી રહેશે કે કેમ તે વિષે મને અત્યન્ત શંકા રહે છે. આપણી જ્ઞાતિમાં ગ્રૅજ્યુએટોની સંખ્યા તો સારી હશે, પણ તેમાંથી જૂદી જૂદી શાખાની ઊંચામાં ઊંચી પરીક્ષાઓમાં યશસ્વી રીતે ઉત્તીર્ણ થનારા ગ્રૅજ્યુએટો તરીકે કેટલાં નામ આપણે ગણાવી શકીશું? યુનિવર્સિટીના ઉત્તમમાં ઉત્તમ વિદ્યાર્થીઓને જે ચન્દ્રકો, શિષ્યવૃત્તિઓ, પારિતોષિકો વગેરે મળે છે તે જો આપણી જ્ઞાતિના યુવકો ન મેળવે તો બુદ્ધિમત્તા માટેનો આપણો ગર્વ ગળી જવાની દહેશત આપણે કેવી રીતે ટાળી શકીએ?

વિદ્યાની અનેક શાખાઓ આપણે માટે ખુલ્લી હોવા છતાં 'ગાડરિયા પ્રવાહ'ની પેઠે આપણે સર્વ એક જ માર્ગે વિચરીએ અને જ્યાં આગળ ઊભા રહેવાની પણ જગ્યા નથી ત્યાં આગળ ધક્કામુક્કી કરતા અને હડસેલા ખાતા ઊભા રહીએ અને 'હવે શું કરવું ?' તેની વિમાસણમાં પડીએ એ કાર્યદક્ષતાનું ગૌરવ ધરાવનારા આપણને શોભા આપનારૂં કહી શકાશે ? બુદ્ધિની ઝીણવટ અને વ્યવહારની કુશળતા સાથે ઉદ્યોગ, ખંત, અને દુરંદેશીપણું રાખીને કેળવણી એ જ એક આપણું 'વિશિષ્ટત્વ અને શ્રેષ્ઠત્વ જાળવવાનું અણમોલું સાધન છે એવું જ્યારે આપણે સંપૂર્ણ રીતે સ્વીકારીશું ત્યારે જ ઉન્નતિના પંથમાંથી કદી પણ ચ્યુત ન થવાય એવું બળ આપણે મેળવી શકીશું અને સમાજના નેતૃત્વને માટે બુદ્ધિમત્તાનો જે જન્મસિદ્ધ હક છે તે વિના આનાકાનીએ સમાજે સ્વીકાર્યાનો એક નવો દાખલો આ અવનતિકાળમાં પણ આપણે પૂરો પાડી શકીશું.

કેળવણીનો સમય એ એક રીતે જોતાં આપણા ભવિષ્યના જીવનકાર્યની તૈયારીનો સમય છે. ખરેખરૂં જીવન-સંસારમાં જેને પ્રતાપે આપણે કંઇક સંગીન કાર્ય કરી શકીએ અને જગકલ્યાણની ઈમારત બાંધવાના કામમાં એક ઉત્સાહી કારીગર તરીકે આપણે પણ આપણી તરફનો મહેનતનો ફાળો આપી શકીએ એવું જીવન જીવવાને માટે કેળવણી તો એક સાધન માત્ર છે. એનાં ફળ તો વ્યાવહારિક પ્રવૃત્તિઓમાં પડ્યા પછી જ

જગતને સાંપડે છે. 'Charity begins at home' એ અંગ્રેજી કહેવત પ્રમાણે અને 'न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवति, आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति॥' એ શ્રુતિના વચનને તેના સ્થૂલ અર્થમાં લઇએ તો તે પ્રમાણે આત્માના ઉત્કર્ષનો અભિલાષ એ જ કુદરતનો નિયમ છે, અને એ અભિલાષની સિદ્ધિમાં જ જગતના ઉત્કર્ષનું બીજ રહેલું છે. આપણો આર્થિક અભ્યુદય, આપણો યશપ્રભાવ, આપણું જીવનબળ-એ સંગીન પાયા ઉપર જ લોકહિતની ભવ્ય ઈમારત ચણવાનું આપણાથી બની શકે. અકિંચનતા વડે તો અકિંચનતાની જ સ્થિતિ રહે, અને યત્કિંચિત્ પણ જનસેવાનું કાર્ય આપણાથી ન બની શકે. આ સમયે આપણા ભૂતકાળ વિષે જો હું કંઇ કહેતો હોત તો આપને હર્ષથી પુલકિત કરે એવું ઘણું ઘણું કહી શકત. આપણા યશસ્વી સાહિત્યકારો, આપણા રાજનીતિનિપુણ મુત્સદ્દીઓ, આપણા રણક્ષેત્રમાં ઘૂમનારા સુભટો, આપણાં કળારસિક નરનારીઓ વિષે ઘણું ઘણું તમને રુચે એવું હું સંભળાવી શકત. એ યશસ્વી નામાવલિમાં જેમને દાખલ કરી શકાય એવાં વર્તમાન સમયનાં કેટલાંક નામો પણ સાથે સાથે ઉચ્ચારીને આ ભાષણને હું વધારે મધુરતા અર્પી શકત, અને એમાંનાં કેટલાંક નામોના માલીકને આજની સભામાં પ્રત્યક્ષ નિરખતો હોવાનો આનન્દ પણ હું સાથે મેળવી શકત. પણ કમનસીબે એ મીઠું કામ મેં અત્યારે હાથ ધર્યું નથી, પણ વર્તમાન કાળમાં હાલ આપણી સ્થિતિ કેવી છે તે જ વિચારવાનું પ્રમાણમાં ઓછું આનન્દપ્રદ

કામ મેં અત્યારે ઉપાડયું છે. એ કામ બજાવતાં સ્થળે સ્થળે અસન્તોષની લાગણી મારે પ્રકટ કરવી પડે તો તે માટે મને ક્ષમા આપશો. એ અસન્તોષ વિરોધનો નથી, પણ મમતાનો છે એ આપ સમજી શકશો. એ અસન્તોષનાં કારણ દૂર કરવાને આપ પ્રેરાશો તો આપણું આ વર્ષનું સંમેલન નિરર્થક નથી ગયું એમ હું માનીશ. એક અંગ્રેજ વિદ્વાને કહ્યું છે કે "Those who are quite satisfied sit still and do nothing, those who are not quite satisfied are the sole benefactors of this world." અસન્તોષવાળા એ જનમંડળના હિતકર્તાઓમાં આપણે પણ આગળ પડતું સ્થાન લઈએ એવો મારો ઉત્કટ અભિલાષ છે.

આપણી જ્ઞાતિની સાહિત્યવિષયક પ્રવૃત્તિઓ તરફ આપણે નજર કરીએ તો એ બાબતમાં છેક અસન્તોષ પામવા જેવું કારણ નથી એમ આપણે વિના સંકોચે કહી શકીશું. બુદ્ધિપ્રધાન કાર્યો તરફ સ્વાભાવિક પક્ષપાત ધરાવનારી આપણી જ્ઞાતિ સાહિત્યવિલાસમાં મગ્ન રહે એવી આશા વધારે પડતી ન કહેવાય, અને અત્યારે સાહિત્યના રચનાવ્યાપારમાં તેમ જ સાહિત્યપ્રીતિને પરિણામે સ્થપાયલાં મંડળોનાં કાર્યમાં જ્યાં ને ત્યાં આપણી જ્ઞાતિના યુવકો અન્યને ઈર્ષ્યા આવે એટલા પ્રમાણમાં આગળ પડતો ભાગ લેતા દીઠામાં આવે છે એ આપણી જ્ઞાતિને શોભા આપનારૂં જ ગણી શકાય. સાહિત્યમાં અમર યશ જેને સાંપડ્યો હોય એવી વિરલ વ્યક્તિઓ

પણ આપણી જ્ઞાતિમાં છે, છતાં એવી વ્યક્તિઓનું પ્રમાણ ભૂતકાળનાં યશસ્વી નામોનું આપણે સ્મરણ કરીએ છિયે ત્યારે સરખામણીમાં કંઈક ઓછું આવે એવો સંભવ રહે છે. સર્જનાત્મક સાહિત્ય કંઈ સંકલ્પ માત્રથી રચી શકાતું નથી એટલે એ વિષે અસન્તોષ ધર્યે આપણો અર્થ સરે એમ નથી. પણ સાહિત્યના પ્રેમીની પાસેથી વિદ્યાવ્યાસંગ, શોધખોળની વૃત્તિ, તત્ત્વાર્થનું અન્વેષણ, સતત અભ્યાસ–એવી એવી ગુણસમૃદ્ધિની આશા તો આપણે રાખી જ શકીએ અને એ ગુણો જેટલે અંશે આપણે ખીલવીશું તેટલે અંશે 'Literature of power' (બળના સાહિત્ય)માં નહીં તો 'Literature of knowledge' (જ્ઞાનના સાહિત્ય)માં તો જરૂર આપણે કીમતી ઉમેરો કરી શકીશું.

ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ અને તેને અંગે આપણી જ્ઞાતિ તરફથી થવી જોઈતી પ્રવૃત્તિ એ વિષય ઉપર બોલતાં એ સાહિત્યના શુદ્ધ સંસ્કારોને ભૂંસી નાંખે એવી અને શૈલીની સચોટતા, વાણીની શુદ્ધિ, વિચારોની મક્કમતા એ સર્વને જબરો આઘાત પમાડે એવી રીતની જે પ્રવૃત્તિ પોતાને 'માતૃભાષાઓના હિમાયતી' કહેવડાવનારાઓ તરફથી હાલમાં યુનિવર્સિટિ દ્વારા ચાલી રહી છે તે વિષે બે બોલ બોલ્યા વગર મારે ચાલે એમ નથી; કારણ કે એ પ્રવૃત્તિનાં વિષમય પરિણામોનો ભોગ આપણી જ્ઞાતિ થઈ પડે એ અનર્થ મને તો જેવો તેવો નથી લાગતો. આપણા ભૂતકાળના યશસ્વી ઈતિહાસમાંથી

આપણા આત્માભિમાનને પોષે એવાં જે અનેક તત્ત્વો મળી આવે છે તેમાંનું એક એ છે કે આપણી ધર્મભાવનાને સુદૃઢ કરનાર આપણા પ્રાચીન સાહિત્યગ્રન્થોનો ઊંડો અભ્યાસ કરનારા સંસ્કૃતજ્ઞ પંડિતો, જેમની કીર્તિ આપણા દેશથી આગળ વધીને યુરોપ સુધી ફેલાયલી, એવા એક વખતે આપણામાં ઘણા હતા. આપણામાં અંગ્રેજી, ફારસી વગેરે ભાષાઓનું સારું જ્ઞાન ધરાવનારા હતા અને છે. તેમને વિષે આપણને માનની લાગણી છે, પણ આપણે જો આપણી સંસ્કૃતિનું સાચું તત્ત્વ સમજવા માંગતા હોઈએ, આપણી ધર્મક્રિયાઓ, આપણા રીતરિવાજો, આપણા આચારવિચારો એ સર્વનાં મૂળ જો આપણે તપાસવા માંગતા હોઈએ, આપણા સાહિત્યગ્રન્થો-દ્વારા પ્રકટ થયેલા સંસ્કારવિધિઓ અને શાસ્ત્રસિદ્ધાન્તોના તાત્પર્યનું જો આપણે ગ્રહણ કરવા માંગતા હોઈએ, આપણું જે કંઈ સારું તેને જો આપણે સંઘરી રાખવા માંગતા હોઇએ તો તેનો એક જ ઉપાય છે, અને તે સંસ્કૃત સાહિત્યનો ઊંડો અભ્યાસ. એ સાહિત્યનો આપણી ગુજરાતી ભાષા તથા સાહિત્યની સાથે કેવો ગાઢો સમ્બન્ધ છે, એ સાહિત્ય વડે આપણી ભાષા તેમ જ સાહિત્ય કેટલું સમૃદ્ધ થયું છે, અત્યારની આપણી લેખનશૈલીમાં જે શુદ્ધિ અને સંસ્કાર છે તે પણ એ સાહિત્યની અસરને લીધે જ છે એ સર્વનો વિચાર આપણે કરીએ તો આપણને એમ લાગ્યા વગર નહીં રહે કે 'માતૃભાષાની હિમાયત'ને નામે જાણ્યે

અજાણ્યે આપણી સાહિત્યશૈલીને શિથિલ કરી નાંખનારા અને આપણી સંસ્કૃતિના પાયાને ડગમગાવી નાંખનારા જે પ્રયત્ન અત્યારે ચાલી રહ્યા છે તેના સામું આપણે આપણો સખ્ત વિરોધ પ્રકટ કરવો જોઈએ. ગયે વર્ષે યુનિવર્સિટીમાં એ વિષય ચર્ચાને માટે ઉપસ્થિત થયો ત્યારે કોઈકે મને પૂછ્યું હતું કે 'તમે vernacularist છો કે classicist છો?' તેનો પ્રત્યુત્તર હું એટલો જ વાળી શક્યો કે 'હું vernacularist છું તેથી જ classicist છું.' આપણી માતૃભાષાના ઊંચા સંસ્કારો અને શુદ્ધિ, સચોટ વાણીમાં વિચાર પ્રકટ કરવાનું એનું બળ, આપણી પોતાની પ્રાચીન સમયથી ઊતરી આવેલી સંસ્કૃતિ ઝીલવાની એની શક્તિ એ સર્વ જો આપણે અકુંઠિત રાખવાં હોય તો સંસ્કૃત સાથેનો આપણી માતૃભાષાઓનો સમ્બન્ધ અવિચ્છિન્ન રાખવો એ જ અપેક્ષિત છે. યુનિવર્સિટિએ પણ અત્યારે તો એ જ વિચાર સ્વીકાર્યો છે, અને મને આશા છે કે એ વિષય જ્યારે ફરીથી એ મંડળ આગળ ઉપસ્થિત થશે ત્યારે અડકમપણે પોતાના એ વિચારને તેઓ વળગી રહેશે અને માતૃપ્રેમના અત્યન્ત લાડમાં ઉછરતી અને પોષણ પામતી ગુર્જરી બાળાને પોતાની જનનીથી અતિ ક્રૂર રીતે વિખૂટી નહીં પડવા દે. જો એમ ન થાય અને માતૃ-ભાષાઓને પણ સંસ્કૃત વગેરેની સાથે સાથે જ ઐચ્છિક વિષય તરીકે કૉલેજના અભ્યાસક્રમમાં દાખલ કરવામાં આવે તો તેનું એક જ ફળ આવે, અને તે એ કે

સંસ્કૃત ભાષાનો અભ્યાસ, ખાસ કરીને આપણા ગુજરાતમાંથી તો વિલુપ્ત જ થઈ જાય. યુનિવર્સિટિના પરીક્ષક તરીકે તેમ જ કૉલેજના અધ્યાપક તરીકે આપણા ગુજરાતી યુવકોની સંસ્કૃત અભ્યાસ તરફ કેટલી અભિરુચિ છે તે મને સુવિદિત છે, ગુજરાતમાં સંસ્કૃતભાષાભિજ્ઞ પંડિતો કેટલા છે તે સર્વ કોઈ જાણે છે, યુનિવર્સિટિના ગુજરાતી પ્રશ્નપત્રોમાં અત્યારે પણ ભાષાશુદ્ધિ કેટલી જળવાય છે તે કેટલાકે નિહાળ્યું હશે, એવા સંજોગોમાં માતૃભાષાઓને દાખલ કરવાને જાણે બીજો કોઈ રસ્તો જ ન હોય તેવી રીતે સંસ્કૃત વગેરે ભાષાઓના અભ્યાસને તિલાંજલિ અપાય એવા માર્ગ સૂચવવા એ મને આત્મવિઘાતક લાગ્યા વગર રહેતું નથી. એ આત્મવિઘાતક પ્રવૃત્તિની અસરમાંથી આપણું ગુજરાત મુક્ત રહે, આપણી જ્ઞાતિ સંસ્કૃતના અભ્યાસમાં વધારે ને વધારે ઉદ્યુક્ત બને, આપણી પ્રાચીન સંસ્કૃતિના ઉજ્જવળ અંશોને આપણે ટકાવી રાખીએ, આપણી ધર્મભાવના નિરંતર ઊંચી ને ઊંચી રહે, અને આપણને એ ધર્મ તરફથી અનેક કલ્યાણકારી કૃતિઓ કરવાનું બળ મળતું રહે એટલું જ કહીને હું વિરમું છું.

અત્યાર સુધી પુરુષવર્ગની જ આધુનિક સ્થિતિ તરફ આપણે દૃષ્ટિ રાખી છે. સ્ત્રીઓની વર્તમાન સ્થિતિ તરફ પણ ઊડતી નજર નાંખ્યા વગર આપણને ચાલે એમ નથી. એ સ્થિતિનું ખરું માપ પણ આપણી સ્ત્રીઓમાં કેળવણી કેટલી ફેલાઈ છે તેનો વિચાર:

કર્યાથી જ આપણે કાઢી શકીશું. યુનિવર્સિટિની ઉંચી પરીક્ષાઓમાં સફળતા મેળવનાર સ્ત્રી ગ્રૅજ્યુએટો અને અંડરગ્રૅજ્યુએટોની સંખ્યા આપણી જ્ઞાતિમાં કેટલી છે? સર્વ કોઇએ એક જ પ્રકારની કેળવણી લેવી જોઇએ એમ કહેવાનો બીલકુલ મારો આશય નથી. પણ કોઈ સુવ્યવસ્થિત શિક્ષણક્રમને અનુસરીને અનુભવી સંચાલકોની દેખરેખ હેઠળ ચાલતી સંસ્થાદ્વારા જે કેળવણી મળી શકે તે જ સાચી કેળવણી, અને એ સિવાયનું જે કંઈ હોય તે તો કેળવણી જેમણે ન લીધી હોય તેને 'બીનકેળવાયલાં' કે 'અજ્ઞાન' ન કહેવાં તેટલા પૂરતો વિવેક અથવા તો ખરી વસ્તુસ્થિતિ સહન ન કરી શકાવાને લીધે આત્મપ્રેમને ખાતર કરવાં પડતાં આપણાં આંખમીંચામણાં, એમ તો કબૂલ કર્યા વિના આપણને ચાલશે નહીં. મુંબાઈ યુનિવર્સિટિનો અભ્યાસક્રમ વધારે અઘરો કે સ્ત્રીઓને પોતાના વિશિષ્ટ ધર્મને અનુસરવાની અનુકુળતા ન આપનારો જણાતો હોય તો કર્વેની યુનિવર્સિટિનો વધારે સહેલો અભ્યાસક્રમ, જેમાં સ્ત્રીજીવનની અનુકૂળતા તરફ વિશેષ લક્ષ આપવામાં આવ્યું છે, તેનો લાભ લેનારી બાળાઓ પણ આપણી જ્ઞાતિમાં કેટલી છે? સૌન્દર્ય એ જ જેનું ધ્યેય છે એવી રસિક કળાઓ તરફ પણ આપણી સ્ત્રીઓનું લક્ષ અગાઉ જેટલું હવે નથી હોતું, ગરબાઓ વગેરેમાં પણ આપણે ગોળા પડવા માંડ્યા છિયે, જીવનની સાદાઈ અને સુઘડતા આપણે વિસારવા માંડી છે એવા એવા આક્ષેપો આપણી સ્ત્રીઓના

આધુનિક જીવનને અનુલક્ષીને કરવામાં આવે છે તેમાં જો કાંઈ સત્ય હોય તો તે આક્ષેપોનું કારણ દૂર કરવાને ઉદ્યુક્ત થવા બહેનોને મારી વિનંતિ છે.

આરોગ્યના વિષયમાં આપણે પાછા હઠવા માંડ્યા છિયે એ બીના પ્રથમ દૃષ્ટિએ કદાચ ગૌણ લાગે, પણ સઘળા ધર્મની સિદ્ધિનો આધાર આરોગ્યના રક્ષણ ઉપર છે એટલો જ માત્ર આપણે વિચાર કરીએ તો એ વિષયને જ્ઞાતિહિતને લગતી દરેક ચર્ચાને મોખરે મૂકવા જેવો આપણને લાગ્યા વગર રહેશે નહીં. 'કલમ, કડછી, અને બરછી,' એ ત્રણમાંથી ત્રીજું લક્ષણ આપણી જ્ઞાતિમાંથી જો લુપ્ત થાય તો તે આપણી મરદાનગીને લજવે એવું જ કહેવાય. હાલનો સમય એવો બારીક છે કે દુર્બળોને પોતાની દુર્બળતાનું ભાન કરાવનારા પ્રસંગો ડગલે ને પગલે આપણી આગળ આવીને ઊભા રહે છે. એવે પ્રસંગે "ડહાપણ" કે "સુલેહશાન્તિનો પ્રેમ" કે "કાયદાને વશ રહેવાની વૃત્તિ" કે "ખાનદાની" કે "સુશિક્ષિતપણું" કે "અહિંસકવૃત્તિ" એવાં એવાં નામ આપીને આપણી નિર્માલ્યતાને ઢાંકવાનો આપણે પ્રયત્ન કરીએ તે મિથ્યા છે. કસરતની ખામી, આહારવિહારની અનિયમિતતા, પ્રતિકૂળ રિવાજોનાં બન્ધન—જે કંઈ આપણને સુદૃઢ અને શક્તિસંપન્ન બનાવવામાં વિઘ્નરૂપ થતું હોય તે આપણે દૂર કરીએ અને જે પ્રતાપી પૂર્વજો રણક્ષેત્રમાં ઘુમીને અમર યશ પ્રાપ્ત કરી ગયા છે તેના આપણે વંશજો છિયે એમ અભિમાનપૂર્વક આપણે [illegible]

બળ અને માનસિક જુસ્સો આપણે પ્રાપ્ત કરીએ એવી શ્રીહાટકેશ્વરને મારી પ્રાર્થના છે.

ધર્મના અગત્યના વિષયમાં પણ આપણામાં શિથિલતા આવવા માંડી છે એ સ્થિતિ શોચનીય છે. દેશકાલજ્ઞતાને માટે આપણી જ્ઞાતિ હંમેશ પંકાતી આવી છે, અને દેશકાળને અનુસરીને આપણી જ્ઞાતિના આચારવિચારમાં કેટલોક ફેરફાર કરવાની જરૂર જણાયે તે ફેરફાર કરવાને આપણે તૈયાર રહેવું જોઈએ. એમાંની કેટલીક ઝીણી ઝીણી વિગતોમાં કાળે કરીને પરિવર્તન થયા વિના રહે નહીં અને રહેવું જોઈએ પણ નહીં એમ હું માનું છું. એવા પરિવર્તન માટેની વિચારણા કરીને હાલના સમયે પાળવા જોઈતા આચારની મર્યાદા બાંધી આપે એવો સ્મૃતિકાર આધુનિક કાળમાં આપણને મળી આવે એમ હું માનતો નથી, અને મળી આવે તોપણ તેના વચનને પ્રમાણ તરીકે આપણે સ્વીકારીએ કે કેમ તે વિષે મને પૂરેપૂરો શક છે. જ્ઞાતિનાં મંડળો એકઠાં મળીને એવા વિષયોની ચર્ચા ચલાવે અને બહુમતીથી નિર્ણય પર આવે એ કેટલાકને ઇષ્ટ નથી લાગતું, અને ઇષ્ટ લાગતું હોય તોપણ એવો માર્ગ લઈને જ દરેક ફેરફાર થાય એ વિચાર અત્યાર સુધી આપણે નથી સેવ્યો અને હવે પછી એ વિચારને અનુસરીને આપણો વ્યવહાર ચલાવવા જઈએ તો વ્યક્તિસ્વાતંત્ર્યના આ જમાનામાં એવી રીતે આપણને ફત્તેહ મળશે કે કેમ તે વિષે મને તો શંકા રહે છે. એવી સ્થિતિમાં ધર્મની ઊંડી છાપ આપણાં

બાળકોના મન ઉપર પાડવી, આપણા રીતરિવાજોમાંથી આરોગ્યશાસ્ત્ર, સ્વચ્છતા વગેરેના દૃષ્ટિબિન્દુથી જે ખાસ અનુસરવા જેવા હોય તેના ઉપર વિશેષ ભાર મૂકવો, અને ગૌણુ બાબતોમાં જે ફેરફાર કાળબળે થતા હોય તે અનિવાર્ય ગણીને તેનો સત્કાર કરવો એ જ શ્રેયસ્કર માર્ગ છે એમ હું માનું છું. પ્રાચીન સમયમાં કથાપુરાણો દ્વારા જે જ્ઞાન આપણાં બૈરાંઓને પણ હતું તે જ્ઞાન હવે આપણી તેના ઉપરની માલીકી જાણે જતી રહી હોય તેમ નષ્ટપ્રાય થવા માંડ્યું છે એ શોચનીય સ્થિતિ તરફ હું આપનું લક્ષ ખેંચું છું, અને જ્ઞાતિજનોને આપણા પ્રાચીન ગ્રન્થો તરફ પાછા વળવાની અને તેના અભ્યાસ તરફ દુર્લક્ષ ન કરવાની હું વિનંતિ કરૂં છું.

ભાષણ ટૂંકું રાખવાની મને ખાસ સૂચના મળેલી હોવાથી આટલેથી જ હું સમાપ્ત કરીશ. જ્ઞાતિની સુધારણાને અંગે અત્યન્ત જરૂરના એવા અનેક મહાપ્રશ્નો આવાં સંમેલનોમાં પરસ્પરના સ્નેહથી અને ભ્રાતૃભાવથી ચર્ચવાનું જો આપણે ધારીએ તો જ્ઞાતિની ઘણી ઉપયોગી સેવા આપણે કરી શકીએ. 'અમારી જ્ઞાતિ ઊંચી છે, અને સુધારણા વિષે વિચાર કરવાની અમારે અપેક્ષા નથી' એમ માનવું એ ભૂલભરેલું છે. પ્રગતિના આ જમાનામાં દરેક જ્ઞાતિ પોતાનો ઉત્કર્ષ સાધવા પ્રયત્નશીલ બની રહી છે. આત્મોન્નતિ માટેની એ સ્પર્ધામાં જો આપણે ટકી રહેવું હોય તો 'અમે ઊંચા' એટલા અભિમાન માત્રથી તે નહીં બને, પણ જે ઊંચાઈ પર આપણને

પહોંચવાનું હજી બાકી રહેતું હોય ત્યાં પહોંચવાનું, જે ઊંચાઈ પર આપણે પહોંચી ચૂક્યા હોઈએ તે ઊંચાઈ પર ટકી રહેવાનું બળ પ્રાપ્ત કરવાને માટે આપણે સતત પ્રયત્નશીલ રહેવું એ આવશ્યક છે. પૂર્વ અને પશ્ચિમના સંઘટ્ટનને પરિણામે ઉદ્ભવેલા અનેક અટપટા સામાજિક પ્રશ્નો હજી સુધી આપણી જ્ઞાતિમાં વગર ઉકેલાયા રહ્યા છે. ટીકાખોરો કહે છે કે નાગરો બુદ્ધિવાળા ખરા, પણ દરેકની સ્વતંત્ર બુદ્ધિ એટલી તેજદાર અને ઉછાળા મારતી હોય છે કે અન્યની સાથે સહકાર સાધવાનું કાર્ય એ બુદ્ધિમત્તાને લીધે જ એમને માટે મુશ્કેલ થઈ પડે છે. એ આક્ષેપ ખોટો પાડવાનું, સહકાર સાધીને આપણી જ્ઞાતિના ઉત્કર્ષ માટેના અગત્યના પ્રશ્નો ચર્ચવાનું, એ ચર્ચાનો જે નીવેડો આવે તેને સાચા દિલથી અને મક્કમપણાથી વળગી રહેવાનું, અને ઉત્તરોત્તર આપણી ઉન્નતિ સાધવાનું બળ શ્રી હાટકેશ્વર આપણને આપે એટલી પ્રાર્થના કરીને, અને ચાલતી પ્રથાને અનુસરીને આ ભાષણ સાંભળવાનો જે શ્રમ મેં આપને આપ્યો તેને માટે ક્ષમાની યાચના કરીને હું વિરમું છું.

(મુંબાઈના શ્રીવડનગરા નાગર મંડળના ઓગણીસમા વાર્ષિક સંમેલનમાં પ્રમુખપદેથી આપેલું ભાષણ, વિ. સં. ૧૯૮૩)

દીર્ઘકાલીન તથા વિશાળ અનુભવ ધરાવનારા સુપ્રસિદ્ધ વિદ્વાન્ રા૦ બા૦ કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી સાથેનો મારો સમ્બન્ધ આપનાથી અજાણ્યો નથી. એવા વાતાવરણમાં રહેવા ઉપરાંત હું જાતે પણ હાલમાં શિક્ષણનું જ કાર્ય કરૂં છું, અને વિદ્યાર્થીઓના સહવાસમાં મારો જે સમય જાય છે તેને હું મારા જીવનની 'ધન્ય પળો' તરીકે જો વર્ણવું તો તેમાં હું કંઈ પણ અતિશયોક્તિ કરતો હોઉં એવું મને લાગતું નથી. આ સઘળાં અંગત કારણોને લીધે શિક્ષણના કાર્ય તરફ મને પક્ષપાત હોય અને એ કાર્ય કરનારા શિક્ષકો તરફ હું સ્નેહની દૃષ્ટિથી જોતો હોઉં તો તે સ્વાભાવિક જ છે. એ સ્નેહથી ભરેલા હૃદય સાથે, સદ્ગૃહસ્થો! હું આ સ્થળે આપ સર્વનો સત્કાર કરૂં છું અને જે શહેરમાં નવલરામ, નંદશંકર, અને દુર્ગારામ મંછારામ મહેતાજી જેવાં નરરત્ન પાક્યાં હતાં તે શહેરમાં એકત્ર થઈને આપના તરફથી આદરવામાં આવેલા કાર્યમાં આપને ફત્તેહ મળે એમ હું અંતઃકરણપૂર્વક ઈચ્છું છું.

શિક્ષકો તરફ અને શિક્ષકોના કાર્ય તરફ મને પક્ષપાત છે એમ મેં આપને જણાવ્યું, પણ તેની જ સાથે મારે ઉમેરવું જોઈએ કે એ શિક્ષણકાર્યના મહત્ત્વનું માપ કોઈ અલ્પ વ્યક્તિના સાંકડા પક્ષપાત વડે કદી માપી શકાય એમ નથી. એ કાર્યના મહત્ત્વની સાક્ષી આખા જગતનો ઈતિહાસ આપી રહ્યો છે. એ કાર્યના મહત્ત્વનાં પ્રમાણપત્રો જગતના પ્રૌઢ વિચારકો

સમર્થ વાણી વડે આપી રહ્યા છે. એ કાર્યના મહત્ત્વને પ્રાચીન ભારતે સ્વીકાર્યું હતું. એ કાર્યના મહત્ત્વને અર્વાચીન જગતે સ્વીકાર્યું છે. એ કાર્યના મહત્ત્વની સચોટ છાપ આપણી ભાષા ઉપર પડેલી છે, અને શિક્ષકને માટે વપરાતો 'ગુરુ' એ શબ્દ જ એ કાર્યની, એ કાર્યના કરનારાઓના ગૌરવની સબળ સૂચના કરી રહ્યો છે. કોઈ પણ દેશ સુધારામાં કેટલો આગળ વધ્યો છે, કોઈ પણ પ્રજા જગતની પ્રગતિમાં પોતાની તરફનો શો ફાળો આપી શકે એમ છે, તેની તુલના તે દેશમાં અને તે પ્રજામાં કેળવણીનો કેટલો પ્રચાર થયો છે, કેળવણી પાછળ કેટલું ખર્ચ કરવામાં આવે છે, કેળવણીના આપનારા તરફ સમાજ અને સત્તાધારીઓ કેટલા માનની દૃષ્ટિથી જોય છે, કેળવણી આપવાનું કાર્ય કરનારાઓને કેવી સગવડો અને અનુકૂળતાઓ આપવામાં આવે છે, અને એ સગવડો તથા અનુકૂળતાઓને પરિણામે કેળવણીનું કાર્ય કેટલા ઉત્સાહથી, કેટલા ઉમંગથી, કેટલા પ્રેમથી અને કેટલી બાહોશીથી કરવામાં આવે છે એ પ્રશ્નોના ખુલાસાઓ વડે જ કરી શકાય છે. ટૂંકમાં, અમુક દેશ આધુનિક સંસ્કૃતિના સમયમાં કયું સ્થાન રોકે છે તેનો નિર્ણય તે દેશમાં શિક્ષણ કેવું છે અને તે દેશમાં શિક્ષણ આપનારાઓની સ્થિતિ કેવી છે એ એક જ કસોટી વડે થઈ શકે છે.

એ એક જ કસોટી લઈને આપણા પ્રાચીન ભારતનો

ઇતિહાસ જો આપણે તપાસ્યો હોય તો એ તપાસ આપણા આનન્દને વધારનારી અને આપણી અભિમાનવૃત્તિને પોષનારી થઈ પડ્યા વિના રહે નહીં. પણ જોઇએ તે કરતાં વધારે વિસ્તાર થઈ જવાના ભયને લીધે એ તપાસનું કામ હાથમાં લેવાની હું આ પ્રસંગે હિંમત કરી શકતો નથી. અત્રે તો હું એટલું જ કહીને સન્તોષ માનીશ કે એ પ્રાચીન સમયમાં શિક્ષણના કાર્યને સૌથી વધારે પવિત્ર ગણવામાં આવતું અને શિક્ષકોને સૌથી વધારે પૂજનીય ગણવામાં આવતા. આખો સમાજ એ શિક્ષકો તરફ માન અને આદરની દૃષ્ટિથી જોતો. "ઢીલાં ઢીલાં ધોતિયાં ને બ્હીલાં બ્હીલાં મોં, રખેને ભાઇ તમે મહેતાજી હો." એવા હીનપદસૂચક ઉદ્‌ગારો એ શિક્ષકોને માટે નહોતા કાઢવામાં આવતા. તેઓની સ્થિતિ એવી દયામણી ન હતી. શિષ્યોને કેળવવાની તમામ જવાબદારી એ શિક્ષકોના જ શિર પર રહેતી. માબાપ તરીકેની સઘળી ફરજ એ બાળકો તરફ તેઓએ જ બજાવવાની હતી. ગધેડાના ઉપર જેમ કાષ્ઠનો ભાર લાદવામાં આવે, અનાજના કોથળામાં જેમ અનાજ ભરવામાં આવે તેમ બાળકોના કૂમળા મગજમાં જ્ઞાન ઠસોકસ ભરવું એ જ શિક્ષકોનું કામ છે એમ તે વખત નહોતું સમજવામાં આવતું, પણ શિષ્યની કુદરતી શક્તિઓને ખીલવવી, તેને આગળ દોરવવી (વિ—નય) એ જ શિક્ષણનો પરમ હેતુ સમજવામાં આવતો. 'Education' એ અંગ્રેજી શબ્દ વડે શિક્ષણનો મુખ્ય હેતુ જેવી રીતે સૂચવાય છે તેવી રીતે

'विनयकर्म' એ એક જ શબ્દ વડે શિક્ષણનું પરમ લક્ષ્ય ઘણી આબાદ રીતે સૂચવાતું. એ પ્રાચીન સમયમાં શિષ્યોના આરોગ્ય તરફ પણ પૂરતું લક્ષ આપવામાં આવતું. એ શિષ્યો ખુલ્લી હવામાં રહેતા, સાદું જીવન ગાળતા, અને નિયમિતપણે કસરત કરતા. ગુરુ તરફ અને ગુરુ-પત્ની તરફ તેઓ માબાપના જેટલી જ પૂજ્યબુદ્ધિ રાખતા. શિક્ષકો પણ કેવળ જ્ઞાનવાન્ નહીં, પરન્તુ ચારિત્ર્યવાન્, ધાર્મિક, કર્તવ્યનિષ્ઠ, અને વત્સલ હૃદયના હતા. તેમના ઉદાર ચારિત્ર્યની સચોટ છાપ બાળકોનાં કૂમળાં મગજ ઉપર પડતી, અને પરિણામે તેઓ ઓજસ્વી અને પ્રભાવશાળી થતાં.

એ પ્રાચીન સ્થિતિની સાથે વર્તમાન સમયના શિક્ષકોની સ્થિતિ સરખાવવાનું સાહસ કોનાથી કરી શકાશે ? આજની પરિષદ્ એ જ એ બે સ્થિતિઓ વચ્ચેનો કૂર ભેદ ઘણી આબાદ રીતે સૂચવે છે.

'न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।' (જ્ઞાનના જેવું પવિત્ર આ જગત્માં બીજું કશું નથી), એ ભગવદ્ગીતાનાં વચન જ્યાં અનેક ધાર્મિક જનોના મુખમાંથી ઉચ્ચારાય છે ત્યાં સઘળા જ્ઞાનના પાયારૂપ પ્રાથમિક શિક્ષણનું કાર્ય કરનારા સદ્ગૃહસ્થોની પરિષદ્ મળે છે અને તે પરિષદ્નું મુખ્ય કાર્ય "**પોતાની અગવડો અને ફરિયાદો** સમ્બન્ધી કાયદેસર રીતે ઊહાપોહ" કરવાનું છે એ એક જ વાત વર્તમાન સમયની

પણ, કેટલાક ડાહ્યા માણસો કહેશે,—"તમારી અગવડો તમે ભૂલી જાઓ, ફરિયાદો કરવાનું તમે છોડી દો, કર્તવ્યને ખાતર કર્તવ્ય તમે બજાવો, ફળની અપેક્ષા તમે ન રાખો, 'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन' એ ભગવદ્‌ગીતાના સૂત્રને તમે અનુસરો, તમારા હકનો વિચાર ન કરતાં તમારી ફરજનો જ તમે વિચાર કરો, સ્વાર્થત્યાગની ઉન્નત ભાવનાથી તમે કામ કરો." આ વાતો ઘણી ડાહી ડાહી છે, ઘણી સારી સારી છે. ઘણા સારા માણસો એ વાત કરે છે, ઘણા સારા માણસો એ વાત સાંભળે છે. હું પોતે પણ એ વાતને પસંદ કરૂં છું, કારણ કે સારા માણસમાં ગણાવાની મને પણ કંઈક ઇચ્છા છે.

અને તેમાં પણ 'સ્વાર્થત્યાગ' એ શબ્દ તો મને ઘણો જ ગમે છે. સ્વતંત્રતા, સમાનતા, કર્તવ્યપરાયણતા એવા એવા ઉચ્ચ કોટિના, ગુર્જર ગિરાને શોભાવનારા સુન્દર શબ્દોમાં 'સ્વાર્થત્યાગ'ને પણ ઘણું ઊંચું સ્થાન આપવું યુક્ત છે, પણ—પણ—સ્વાર્થત્યાગની બડી બડી વાતો વખતે અને કવખતે આપણા સાંભળવામાં એટલી વાર આવે છે કે માનુષી નિર્બળતાને લીધે સ્વાભાવિક રીતે આપણું મન કેટલીક વાર ઉચ્છૃંખળ અને બંડખોરૂં બની જાય છે અને આપણને એમ લાગ્યા વગર નથી રહેતું કે કેવળ વાર્તાલાપને જ શોભાવનારી સ્વાર્થત્યાગની ભાવના વાર્તા ને વાર્તાના જ પ્રદેશમાં ન ગુંચાયા કરતાં એ પ્રદેશ છોડીને કંઈ સંગીન કાર્ય રૂપે પરિણામ પામતી વિશેષ

ટીકામાં આવે તો વધારે સારૂં. અને એવા અપ્રસ્તુત વિષય ઉપર આપણું મગજ એક વાર ઊતરી પડ્યું એટલે પછી સ્વાર્થત્યાગની ઉદાત્ત ભાવનાને અન્યની આગળ રજુ કરનારા શાણા સજ્જનોએ એ ભાવનાને પોતાના જીવનમાં કેટલે અંશે ઉતારી છે તે તપાસવાની લાલચને આપણે આધીન થયા વગર રહી શકતા નથી. અને એ તપાસને પરિણામે ઘણી વાર આપણને શું જણાય છે? જેઓ જાતે મોટા મોટા પગારદારો હોય કે ધંધારોજગારમાં ધૂમ પૈસો મેળવીને પોતાના પુરુષાર્થને અંગે ઈષ્ટ ફલસિદ્ધિમાં આનન્દ માણતા હોય તેઓની આપણે અદેખાઈ કરીશું નહીં, તેઓને આપણે અભિનન્દન આપીશું, તેઓના કર્તવ્યની સિદ્ધિને પરિણામે જે દ્રવ્ય અને યશનાં સુફળો ઉપર તેઓનો હક હતો તે સુફળો તેઓએ મેળવ્યાં એ આપણે પરમ આનન્દનું કારણ સમજીશું, પણ સ્વાર્થસિદ્ધિનાં સુફળો ભોગવનારા એ સજ્જનો અન્યની જરૂરિયાતો તરફ દુર્લક્ષ રાખીને તેની આગળ 'સ્વાર્થત્યાગ'ની ઊંચી ઊંચી ભાવનાઓ રજુ કરે ત્યારે એવી રીતે અપાયલા સ્વાર્થત્યાગના ઉપદેશ તરફ પ્રાકૃત મનુષ્યો કંઈક શંકાની નજરથી જુએ તો તે ક્ષન્તવ્ય તો ગણાય જ.

બાકી સ્વાર્થત્યાગની ભાવના અતિ ઉદાર છે એ વિષે બે મત હોવાનો સંભવ નથી. એ ભાવના આપણા પ્રાચીન ઇતિહાસમાં અજાણી નથી. એ ભાવના આપણે પશ્ચિમના દેશો પાસેથી શીખવાની નથી. એ ભાવના આપણને ચિરપરિચિત છે. પણ જીવનનિર્વાહના સપાટ

પ્રદેશ ઉપર મક્કમપણે ચાલવાની તાકાત જેમને આપણે આપી શકતા નથી, તેવાઓને સ્વાર્થત્યાગના ગગનચુમ્બી પ્રદેશો તરફ અદ્ધર ઊડવાનું કહેવું એમાં તો પ્રગલ્ભતા સિવાય બીજું કંઈ પણ તત્ત્વ સમાયલું મારી દૃષ્ટિએ જણાતું નથી. કર્તવ્યનો પ્રશ્ન, અતિ મહાન્ છે, પણ જીવનનિર્વાહનો પ્રશ્ન તેથી પણ વધારે મહાન્ છે. શિક્ષકના ધર્મો ઘણા ઊંચા છે, પણ પોતાનો અને પોતાના કુટુમ્બનો યોગ્ય રીતે નિર્વાહ ચલાવવો એ માનવધર્મ તેનાથી પણ વધારે પહેલો, વધારે પુરાણો, અને વધારે પ્રતિષ્ઠિત છે. બાહોશ શિક્ષક થવું એ ઘણું સારૂં છે, પણ જીવવું એ તો એક જરૂરિયાત જ છે. સારામાં સારા સંજોગોમાં પણ સ્વાર્થત્યાગની ભાવના એ અતિ વિરલ વસ્તુ છે અને મુઠ્ઠીભર માણસોને જ એ ગ્રાહ્ય થઈ શકે. અમુક વર્ગની એકેએક વ્યક્તિ પાસેથી એવા સ્વાર્થત્યાગની આશા રાખવી એ માનવી પાસથી માનુષતાનાં તત્ત્વોનો લોપ કરાવવા જેવું અને કુદરતના સાદા અને સરળ પણ સનાતન અને સર્વવ્યાપી નિયમોનો અનાદર કરવા જેવું છે. તેમાં પણ જીવનની જરૂરિયાતો પૂરી પાડવામાં જેમને હાડમારી વેઠવી પડતી હોય, તેમને સ્વાર્થત્યાગનો બોધ આપવો એ 'રોટલીને બદલે પત્થર' આપવા જેવું છે.

જેઓનાં ચિત્ત જીવનનિર્વાહનાં સાધનો શોધવામાં ગુંચવાયલાં રહેતાં હોય, જેઓને સ્વસ્થતા ન હોય, શાન્તિ ન હોય, આનન્દ ન હોય, તેવાઓની પાસેથી જડ યન્ત્રના

સરખું, ચેતન વગરનું, માલ ધર્ગરનું, બોજા તરીકે કરાયેલું કામ તમને મળે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ નથી. શિક્ષણના કાર્યમાં નવું ચેતન, નવી પ્રેરણા, નવી સંજીવક શક્તિ આવેલી જોવા આપણે ઇચ્છતા હોઈએ તો પહેલી જરૂર એ છે કે શિક્ષકોનાં હૃદય ઉત્સાહ, ઉમંગ, અને આનન્દથી ભરેલાં રહે, તેઓ ઉદરનિર્વાહ નિમિત્તની હાડમારીથી મુક્ત રહે, તેઓ નિશ્ચિન્તપણાથી પોતાનું નિર્મળ જીવન ગાળી શકે એ તરફ આપણે પૂરતું લક્ષ આપવું. આ કારણથી શિક્ષકોના અંગત લાભને લગતા જે પ્રશ્નો આ પરિષદ્‌માં ચર્ચવામાં આવે તે માત્ર અમુક વર્ગના જ હિતને અર્થે છે એમ ન ગણતાં શિક્ષણના કાર્યની સાથે, અને તે દ્વારા આખા સમાજના હિતની સાથે એ પ્રશ્નોને ગાઢ સમ્બન્ધ છે એ વાત ધ્યાનમાં રાખવાની મારી આપને ખાસ ભલામણ છે. શિક્ષકોની જ્ઞાનસંપત્તિમાં પણ ન્યૂનતા ન આવે, તેઓની આસપાસનું વાતાવરણ નિર્મળ, વિશુદ્ધ અને લોકાપવાદના ભયથી તદ્દન મુક્ત રહે, કેળવણી ખાતાને બાહોશ અને અનુભવી શિક્ષકોનો પૂરતો લાભ મળી શકે, અને કેળવણીનું કાર્ય વિશેષ સંગીન અને સફળ થાય એવા અનેક ઉદ્દેશોથી આ પરિષદ્ આગળ જે પ્રશ્નો રજુ કરવામાં આવે તેના ઉપર આપ યોગ્ય ચર્ચા કરશો, કારણ કે એવી ચર્ચા કરવી એમાં જ આ પરિષદ્‌ની સફળતા છે. સામાન્ય હિતનાં આવાં કાર્યને માટે શિક્ષકોએ પોતાનાં મંડળ સ્થાપી તે દ્વારા આવી રીતની પરિષદ્ મેળવવાની આને

તેમાં પોતાની અગવડો સમ્બન્ધી કાયદેસર રીતે ઊહાપોહ કરવાની સૂચના અત્રેના પ્રાથમિક શિક્ષકોને, શ્રીયુત પરાંજપે સાહેબ ગત વર્ષના નવેમ્બર માસમાં અત્રે પધાર્યા હતા અને તેમના માનમાં શિક્ષકો તરફથી એક મેળાવડો કરવામાં આવ્યો હતો ત્યાં આગળ, તેમના તરફથી કરવામ આવી હતી. એ સૂચના અમલમાં મૂકાયલી જોઈને આપણે ખુશી થવાનું છે, કારણ કે એ સૂચનાની વાસ્તવિકતા સર્વ કોઈને સ્વીકારવી પડે એવી છે. જે કાર્ય એકલવાયા માણસથી નથી થઈ શકતું તે સંઘબળથી થઈ શકે છે. જે મત ખાનગી કોટડીમાં રહ્યો રહ્યો કેવળ 'મનના તરંગ' કે ફાંટા જેવો ગણાય તે અનેક વ્યક્તિઓની વચમાં મૂકાયાથી, વિચારોની આપલે થયા પછી નવું બળ ધારણ કરે છે; અને એ રીતે દૃઢ થયેલા વિચારોમાં એવી દૈવી સત્તા રહેલી છે કે તેની આગળ બીજી સત્તાનાં પ્રમાદ, આલસ્ય, સ્વાર્થવૃત્તિ કે અભિમાન લાંબા વખત સુધી ટકી શકતાં નથી.

સદ્‌ગૃહસ્થો! આપ સર્વને હું ફરીથી આવકાર આપું છું, જે બાહોશ ગૃહસ્થને આપના અગ્રણી તરીકે રાખીને આજની પરિષદ્‌નું કાર્ય કરવાનું આપે ધાર્યું છે તેને માટે આપને અભિનન્દન આપું છું, અને આ પરિષદ્‌ના કાર્યને દરેક રીતે ફત્તેહ ઇચ્છું છું.

(સુરત જીલ્લા પ્રાથમિક શિક્ષક પરિષદ્‌ના સ્વાગતાધ્યક્ષપદેથી ભાષણ, ઇ. સ. ૧૯૨૦)

अद्वैतं सुखदुःखयोरनुगुणं सर्वास्ववस्थासु यद्-
विश्रामो हृदयस्य यत्र जरसा यस्मिन्नहार्यो रसः ।
कालेनावरणात्ययात्परिणते यत्स्नेहसारे स्थितं
भद्रं प्रेम सुमानुषस्य कथमप्येकं हि तत्प्राप्यते ॥

(સુખ અને દુઃખ એ બેઉમાં જે એકસરખો છે, સઘળી અવસ્થામાં જે અનુકૂળ છે, હૃદયના વિશ્રામનું જે સ્થાન છે, ઘડપણથી જેનો રસ જતો રહેતો નથી, કાળે કરીને આવરણ ખસી જતાં વિકાસ પામેલા સ્નેહના સારરૂપે જેની સ્થિતિ છે એવો એક સારા માણસનો શુભ પ્રેમ ક્વચિત જ મળી શકે છે).

ભવભૂતિના આ શ્લોકમાં લગ્નનો જે ઊંચો આદર્શ આપણી આગળ મૂકવામાં આવ્યો છે તે સિદ્ધ થયેલો જોવાને આપણે ઇચ્છતા હોઈએ તો બાળલગ્નની અનિષ્ટ

રૂઢિને આપણે નાબૂદ કરવી જોઇએ, ઊંચા પ્રકારની સ્ત્રીકેળવણીને આપણે ઉત્તેજન આપવું જોઈ એ, અને સ્ત્રીઓ તરફ વધારે માનની નજરથી જોતાં આપણે શીખવું જોઇએ.

એક વખત એવો હતો કે જ્યારે છોકરીઓ ધૂળમાં રમતી હોય ત્યારથી જ તેને પરણાવી દેવી એવા ડહાપણભરેલા (!) ઉપદેશો ઉઘાડી રીતે આપવામાં આવતા હતા અને એ ઉપદેશ પ્રમાણે ચાલવું એ મોટું ધર્મનું કૃત્ય સમજવામાં આવતું હતું. હવે એ વખત બદલાઈ ગયો છે. બાળલગ્નથી જે અનેક હાનિઓ થાય છે તે હવે સહુ કોઈ સમજતા થયા છે. નાની વયે પરણનાર દંપતીનાં શરીર કેવાં નિર્બળ રહે છે, તેઓના અભ્યાસમાં કેટલી હાનિ પહોંચે છે, તેઓનું બુદ્ધિબળ કેવું મંદ પડી જાય છે, તેઓની સંતતિ કેવી રોગિષ્ટ થાય છે એ હવે સહુ કોઈની જાણમાં છે, તોપણ બાળલગ્નની દુષ્ટ રૂઢિ હજુ પણ તદ્દન નાબુદ થઈ છે એવું આપણાથી કહી શકાશે નહીં, અને એટલા જ માટે શ્રી. સયાજીરાવ ગાયકવાડ જેવા અગ્રણી પુરુષ તરફથી એ બાબતમાં જે પ્રયત્નો કરવામાં આવે છે તેને આપણે સ્તુત્ય ગણવા જોઇએ.

એ વાત ખરી છે કે બાળલગ્નથી જેમ હાનિ થાય છે તેમ યોગ્ય વયે લગ્ન કરવામાં ન આવ્યાથી પણ અનેક પ્રકારની શારીરિક, માનસિક, તથા નૈતિક અવનતિ થયા વગર રહેતી નથી. જોકે નૈષ્ઠિક બ્રહ્મચારિણીનો આદર્શ પ્રાચીન ભારત સંસ્કૃતિને અજાણ્યો નહોતો એ વાત સુનિશ્ચિત છે તોપણ નૈષ્ઠિક બ્રહ્મચર્યની વ્યાપક

સ્વરૂપની પ્રથા તો કોઈ પણ કાળે ઇષ્ટ કે સંભવિત નથી; અને લોકવ્યવહારની સામાન્ય દૃષ્ટિએ અને જનહિતના સમગ્ર ·દૃષ્ટિબિન્દુથી સર્વસાધારણ નિયમ તો આપણે એવો જ સ્થાપિત કરી શકીએ કે લગ્ન એ જીવનની એક જરૂરિયાત છે, અને એ જરૂરિયાતને જે ઉવેખે છે તે કુદરતની આડે જાય છે. કુદરતના અવિચળ નિયમોનો એવી રીતે જ્યારે જ્યારે સ્વચ્છન્દથી ભંગ કરવામાં આવે ત્યારે ત્યારે એ નિયમભંગના પાપી કૃત્યનું અનિષ્ટ ફળ મનુષ્ય માત્રને ભોગવવું જ પડે છે. એવાં અનિષ્ટ ફળનો પ્રસંગ ન આવવા દેવો એ દરેક સમજુ માતપિતાની ફરજ છે. દુનિયાના દરેક વ્યવહારમાં તેમ લગ્નનો સમય એ વિષયમાં પણ "અતિ સર્વત્ર વર્જયેત્" એ હિતકારી સૂત્રને આપણે કદી પણ વિસરવું જોઈએ નહીં. તોપણ હજી બાળલગ્નની જ રૂઢિનો જ્યાં વિશેષ પ્રચાર જોવામાં આવતો હોય અને એ રૂઢિનાં માઠાં પરિણામનો રોજ ને રોજ આપણને અનુભવ મળતો હોય તેવા સમાજમાં લગ્નની વય હદબહારની વધી જતાં કેવા કેવા અનર્થો થશે તેની વ્યર્થ કલ્પનાઓ કરીને સામાન્ય જનમંડળમાં ખાલી ગભરામણ ઉત્પન્ન કરવાના અનુદાર પ્રયત્ન આદરવામાં આવે તો તે તો ખરેખર ભૂલભરેલું જ ગણાય.

એવી રીતના પ્રયત્નો તરફ સમાજની પ્રગતિ ઇચ્છનારો દરેક પુરુષ અણગમાની નજરથી જ જોય છે. જે અનિષ્ટ રૂઢિઓ ટકી રહેવાથી સમાજનું અડધું અંગ નિર્બળ

થઈ ગયું છે, જે ભૂલભરેલા રિવાજો સચવાઈ રહ્યાથી જનમંડળમાંથી સઘળો ઉત્સાહ જતો રહ્યો છે, ઊંચા પ્રકારનું સુખ મેળવવાનું સામર્થ્ય ઘટી ગયું છે, અને સમાજ જાણે નિશ્ચેતન થઈ ગયો હોય એવી મંદ દશા પ્રાપ્ત થઈ છે તે ભૂલભરેલા રિવાજોના બચાવ તરીકે, તે અનિષ્ટ રૂઢિઓના સમર્થન તરીકે આવા પ્રકારની દલીલો આપણી આગળ મૂકવામાં આવે તો તે દલીલો સાંભળવાની ના પાડવાનો આપણને સંપૂર્ણ હક છે, અને હાલમાં સમાજસુધારણાના પ્રશ્નોને હસી કાઢવાનો જે વા વાય છે તેનો આપણે વિચાર કરીએ છિયે ત્યારે આપણને એમ લાગ્યા વિના રહેતું નથી કે એ હક જાળવવાને માટે ખાસ કાળજી રાખવી એ પણ હાલના સમયમાં ઘણું જરૂરનું છે.

આ કારણથી આપણા સમાજમાં મોટી વયનાં લગ્નથી થતી હાનિ ઉપર અતિશય ભાર મૂકીને વિવેચન કરવામાં આવે ત્યારે તે તરફ માણસ કંઈક શંકાશીલ દૃષ્ટિથી જોય તો તે ઘણું સ્વાભાવિક છે. એવી રીતનાં વિવેચનો હાલના સમયમાં આપણને બહુ જરૂરનાં નથી, એટલું જ નહીં પણ એવી રીતનાં વિવેચનોથી લાભ કરતાં હાનિ વિશેષ થાય એમ માનવાને મજબૂત કારણો છે. તોપણ મોટી વયનાં લગ્નનો અગત્યનો સુધારો ધીરે ધીરે દાખલ કરવામાં આવે તેની જ સાથે એ સુધારાને અંગે મનુષ્યના શિર ઉપર જે જવાબદારી રહે છે તેનો પણ કોઈ કોઈ વખતે વિચાર કરવામાં આવે તો તે અણઘટતું

કહેવાશે નહીં.

જ્યારે જ્યારે ચાલતી રૂઢિનો ત્યાગ કરીને વધારે આગળ પગલું ભરવામાં આવે ત્યારે ત્યારે એ પગલું હાનિકારક નથી, પણ લાભકારક અને અન્યને અનુસરવા જેવું છે એવું સાબીત કરી આપવાની ગંભીર જવાબદારી એ નવું પગલું ભરનારાઓના શિર ઉપર જ રહે એ જગતનો સામાન્ય નિયમ છે. આ કારણને લીધે, મોટી વય સુધી પિતૃગૃહમાં રહીને યોગ્ય કેળવણી મેળવવાનો અમૂલ્ય પ્રસંગ જે કન્યાને પ્રાપ્ત થયો હોય તેણે તે પ્રસંગનો સંપૂર્ણ લાભ લેવામાં શિથિલતા રાખી નથી અને એ લાભ મળવાથી તેનામાં સમાજના એક અગત્યના અંગ તરીકેની સેવા બજાવવાના સામર્થ્યમાં વધારો થયો છે એ પૂરવાર કરી આપવાની મહત્ત્વની ફરજ તે કન્યાએ પોતે અને તેનાં માતાપિતાએ અદા કરવાની છે. મોટી વયનાં લગ્નથી કેળવણીને માટે જે અવકાશ રહે છે તેનો જો સંપૂર્ણ લાભ લેવામાં ન આવ્યો હોય, કન્યાઓને જો હરેક પ્રકારનું સારૂં શિક્ષણ આપવામાં ન આવ્યું હોય, ગૃહસ્થાશ્રમનો ભાર આગળ જતાં સારી રીતે વેઠી શકાય એવી આવડત જો તેઓમાં ન આણવામાં આવી હોય, સારાં પુસ્તકો જ તેઓના વાંચવામાં આવે તેની જો કાળજી રાખવામાં ન આવી હોય, સારી સંગતિમાં જ તેઓ ફરે તેની જો દરકાર રાખવામાં ન આવી હોય, નઠારાં નાટકચેટકો અને શૃંગારરસથી ભરેલી વાર્તાઓ ઉપરથી જો તેઓના ચિત્તને દૂર રાખવામાં ન આવ્યું હોય

તો મોટી વયનાં લગ્નથી જે અનેકાનેક ફાયદાઓ થવાનો સંભવ છે તે ન થતાં ઊલટી હાનિજ થાય એ તો ખુલ્લું છે.

એ હાનિ ન થાય તેની પૂરતી સંભાળ રાખવામાં આવી હોય અને કન્યાઓને ખરેખરી ઊંચા પ્રકારની બુદ્ધિની તથા હૃદયની કેળવણી આપવામાં આવી હોય તોપણ માબાપના માથા ઉપર એ સિવાયની પણ કેટલીક ગંભીર જવાબદારીઓ રહે છે. પોતે પોતાની પુત્રીને ઊંચા પ્રકારનું શિક્ષણ આપ્યું હોય તેનાં સારાં ફળ પ્રાપ્ત થાય ‘તેને માટે એ શિક્ષણની કદર કરી શકે, એ શિક્ષણનો લાભ લઈ શકે, એ શિક્ષણના શુભ સંસ્કારોને વધારે સુદૃઢ કરી શકે, અને એ શિક્ષણના પ્રભાવ વડે કરીને પોતે પોતાની પત્નીસહ ઉચ્ચતર જીવન વ્યતીત કરી શકે એવા સુશિક્ષિત અને સદ્દગુણી પતિની સાથે પોતાની પુત્રીના ભાગ્યને જોડવું એ પણ પુત્રીનાં માતપિતાનું એક મોટામાં મોટું કર્તવ્ય છે.

આ કર્તવ્ય યોગ્ય રીતે બજાવી શકાય તેને માટે પુત્રીનાં માતપિતાએ વિશાળ દૃષ્ટિ તથા ઉદાર ચિત્ત રાખવાં એ અત્યન્ત જરૂરનું છે. બીજા સઘળા ગૌણ પ્રશ્નોને બાજુ પર મૂકીને પોતાની પુત્રીનું હિત શેમાં છે એ એક જ પ્રશ્ન તરફ કોઈ પણ પ્રકારના વિકારથી કલુષિત થયા વગરની શુદ્ધ દૃષ્ટિથી તેઓએ જોવું જોઈએ અને એ પ્રશ્નનો જે નિર્ણય આવે તેને દૃઢ ચિત્તથી તેઓએ વળગી રહેવું જોઈએ.

એ પ્રશ્નના નિર્ણયમાં પુત્રીની પોતાની ઇચ્છા-

તરફ પણ યોગ્ય આદરથી તેઓએ જોવું જોઈએ. પુત્રીને મોટી વયની કર્યા પછી તેના હૃદયની ઉછળતી ઊર્મિઓને અયોગ્ય રીતે શમાવી દેવાનો પ્રયત્ન કરવો એ કુદરતના શાશ્વત નિયમોથી વિરુદ્ધ છે, પુત્રોના પાલક તરીકેના પિતાના ધર્મથી ઊલટું છે, અને સ્નેહના ઉચ્ચ આદર્શને અણછાજતું છે. અલબત્ત, પ્રેમની લાગણીઓ જો અયોગ્ય દિશા તરફ વળતી જણાય તો તેને પ્રથમથી જ અટકાવવી એ દરેક વિચારશીલ માતપિતાનું કર્ત્તવ્ય છે. પણ બે નિર્દોષ અને કોમળ હૃદયો એકબીજાં તરફ કોઈ છૂપી સાંકળથી ખેંચાતાં હોય તે સાંકળને ઉદ્ધતાઈથી તોડવાનો પ્રયત્ન કરવો એ માનવહૃદયનાં ઊંડાં રહસ્યોનું અજ્ઞાન જ સૂચવે છે. સ્નેહના દૈવી પ્રભાવથી ખેંચાતાં હૃદયો કયા નિયમને વશ રહે છે તેનું જ્ઞાન કોઈ લૉજિકથી સમજાવાતું નથી, કોઈ શાસ્ત્રથી શીખવાતું નથી, કોઈ અનુભવથી અપાતું નથી. કોઈ આન્તર કારણોને લીધે બે હૃદયો એક-બીજા તરફ આકર્ષાય છે અને એકબીજાને પામવાને મથે છે. આથી જ ઘણાં પવિત્ર પુસ્તકોમાં કહેવામાં આવ્યું છે કે "Marriages are made in heaven" (લગ્ન તો સ્વર્ગમાં થાય છે). માનવ હૃદયનાં ઊંડાં

(કોઈ ન સમજી શકાય એવા હેતુથી પદાર્થો એક-બીજા તરફ ખેંચાય છે. ખરેખર, બહારની ઉપાધિઓ ઉપર પ્રીતિનો આધાર રહેતો જ નથી. સૂર્યનો ઉદય થતાં કમળ વિકાસ પામે છે અને ચન્દ્રનો ઉદય થતાં ચન્દ્રકાન્ત દ્રવે છે.)

આવી રીતનો સ્નેહ જ્યાં ખરેખરો પ્રાદુર્ભાવ થવા પામ્યો હોય ત્યાં તેનો સત્કાર કરવો એ જ માનવીનો ધર્મ છે, એમાં જ એના શ્રેયનો માર્ગ છે, એમાં જ એના સુખનું સાધન છે, એમાં જ એની નીતિનું પાલન છે. એવી રીતના "વિના કારણના" પક્ષપાતને રોકવો એ કામ માનવીના ગજા ઉપરાંતનું છે:

अहेतुः पक्षपातो यस्तस्य नास्ति प्रतिक्रिया ।
स हि स्नेहात्मकस्तन्तुरन्तमर्माणि सीव्यति ॥

(વગર હેતુનો જે પક્ષપાત તેને રોકવાનો કોઈ પણ ઉપાય છે નહીં. ખરેખર, એ સ્નેહાત્મક તન્તુ અન્તરનાં મર્મને સીવી લે છે.)

એ અહેતુક પક્ષપાત એ જ "અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરણની" શક્તિનો મોટામાં મોટો પુરાવો છે એમ સમજીને મોટી વયની કન્યાના હિતાહિતનો નિર્ણય કરવામાં પુત્રીની ઈચ્છા તરફ પણ પુત્રીનાં માતાપિતાએ યોગ્ય આદરથી જોવું જોઈએ એટલો જ આ લેખકનો કહેવાનો આશય છે.

મોટી વયની કન્યાનાં લગ્નના સમ્બન્ધમાં તેના માતાપિતાના શિર ઉપર જેવા પ્રકારની જવાબદારી રહે છે

તેનાથી કંઈક જૂદા પ્રકારની પણ તેટલી જ મહત્ત્વની જવાબદારી તેને પરણવા ઈચ્છનાર યુવકના શિર ઉપર પણ રહે છે. "તારે આમ કરવું અને આમ ન કરવું" એવી રીતની આજ્ઞાઓ કરીને તેનું પાલન કરાવવું એમાં જ જેનાં સઘળાં પરાક્રમનો સમાવેશ થતો હોય, સારૂં ભોજન તૈયાર કરવાની આવડત એ જ સ્ત્રીનું મોટામાં મોટું અને એકલું કર્ત્તવ્ય છે એવી જેની સમજણ હોય, અને વિષયવાસનાની તૃપ્તિ અને ઘરની સાચવણી એથી વિશેષ ઊંચા પ્રકારનાં સુખનો જેને ખ્યાલ પણ ન આવી શકતો હોય એવો પુરુષ પુખ્ત વયને પામેલી એક સુશીલ અને સુશિક્ષિત કન્યાની ખીલતી રસવૃત્તિઓને પોષવાને અસમર્થ છે અને સાહિત્યના તથા સંગીત આદિ રસિક કલાઓના ઊંચા આનન્દોમાં ભાગ લે એવી, સમાજના અથવા દેશના અથવા આત્માના કલ્યાણમાર્ગોના ઉન્નત વિચારો કરવામાં સહાયરૂપ થાય એવી, અને પુરુષની વિવિધ પ્રવૃત્તિઓમાં કદાચ ભાગ ન લે તોપણ તે સમજી શકે અને તેની યોગ્ય કદર કરી શકે એવી ઊંચા સંસ્કારવાળી કન્યાના પાણિગ્રહણને અનધિકારી છે એમ આપણે નિર્ભયપણે કહી શકીશું. પરણતાં પહેલાં જ "મારી સ્ત્રીમાં અમુક પ્રકારની ન્યૂનતા છે, અને મારે તેને સુધારવાની છે" એવા. વિચારો જેને કરવા પડતા હોય તે પુરુષ લગ્નનું ઊંચું સુખ કદી પણ મેળવી શકે એવી આશા રાખવી વ્યર્થ છે. એક ઊંચું શિક્ષણ પામેલી કન્યાના વિચારો દરેક બાબતમાં આપણા વિચારો

સાથે મળતા આવે એવો લોભ જેને રહેતો હોય તેના ભાગ્યમાં પણ નિરાશા જ નિર્માયલી છે, કારણ કે સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ ધરાવનારાં બે મનુષ્યોના વિચાર દરેકેદરેક બાબતમાં સરખા આવે એવું ક્વચિત જ બને છે, અને સર્વાંશે વિચારોની એકતા એ ઊંચા પ્રકારના સુખનું એક આવશ્યક અંગ છે એવું તો કોઈથી પણ કહેવાશે નહીં. જ્યાં જ્યાં વિચારની ભિન્નતા માલુમ પડે ત્યાં ત્યાં ઉદાર દૃષ્ટિથી જોવું અને પોતે જ ડહાપણનો ભંડાર છે એમ સમજીને અન્યના વ્યાજબી હક ઉપર તરાપ મારવાનો મૂર્ખાઈભરેલો વિચાર છોડી દેવો, પરસ્પર અનુકૂલ વર્ત્તન રાખવું, આપણી સાથે જેમનું જીવન જોડાયું હોય તેમને યથાશક્તિ ઉચ્ચતર સ્થિતિએ લઈ જવાના કુદરતી માર્ગનું ગ્રહણ કરવું, અને આપણે પોતે પણ જરા જરામાં અન્યના માર્ગની આડે આવવાની નાહાની ન કરતાં જે કંઈ લાભ મળે તે મેળવીને આપણા આત્માને ઉન્નત કરવો એ જ આપણું કર્ત્તવ્ય છે અને એમાં જ આપણું શ્રેય સમાયલું છે.

આવી રીતે પરસ્પરાનુકૂલ વર્તન જેઓ રાખી શકે અને સ્નેહની દિવ્ય શક્તિનો જેઓ અનુભવ કરતાં હોય તેઓ પૃથ્વી ઉપર રહેતાં હોવા છતાં સ્વર્ગનું સુખ મેળવી શકે છે અને "સ્નેહ સ્વર્ગ એ જુજવાં છે શું ?" એ વચનોમાં સમાયલા સત્યને સમજી શકે છે. એ સત્યને સમજવા જેટલું સામર્થ્ય જેનામાં હોય તેવી સ્નેહાળ, સુશીલ, અને સુશિક્ષિત કન્યાને માટે તો એટલું જ

કહેવાનું રહે છે કેઃ-

पुरश्चक्षूरागस्तदनु मनसोऽनन्यपरता
तनुग्लानिर्यस्य त्वयि समभवद्यत्र च तव ।
युवा सोऽयं प्रेयानिह सुवदने मुञ्च जडतां
विधातुर्वैदग्ध्यं फलतु च सकामोऽस्तु मदनः ॥

(પ્રથમ ચક્ષુનો રાગ થયો, ત્યાર પછી મનની અનન્યપરતા થઈ, ત્યાર પછી તારે લીધે એના શરીરને ગ્લાનિ થવા માંડી અને એને લીધે તારા શરીરને ગ્લાનિ થવા માંડી. એવો જે તારો પ્રિય યુવાન્ તે અહીં જ છે. હે સુન્દર મુખવાળી ! તારી જડતાને તું હવે છોડી દે. વિધાતાની નિપુણતા હવે સફળ થજો ! કામદેવની ઈચ્છા હવે તૃપ્ત થજો !)

સ્વીડનબોર્ગ નામના એક પ્રખ્યાત ફિલસુફે લગ્નના ત્રણ પ્રકાર ગણાવ્યા છેઃ—

(૧) Conjugal (સ્નેહલગ્ન),

(૨) Convenient[1] (સ્વાર્થલગ્ન),

અને (૩) Infernal (પાશવ લગ્ન).

જે દંપતીનાં હૃદય સાચા અને સંપૂર્ણ સ્નેહનો અનુભવ મેળવી રહ્યાં હોય તેમનાં લગ્ન તે પ્રથમ પ્રકારનાં છે. લક્ષ્મી, કીર્તિ આદિ કોઈ લાભ મેળવવાના હેતુથી જે લગ્ન કરવામાં આવ્યાં હોય તે દ્વિતીય પ્રકારનાં છે. કેવળ વિષયવાસનાને લીધે જે લગ્ન કરવામાં આવ્યાં હોય તે ત્રીજા પ્રકારનાં છે. સ્વાર્થલગ્નથી જે સુખ મળે છે તે જ્યાં સુધી દંપતીના સ્વાર્થમાં વિક્ષેપ ન આવે ત્યાં

સુધી જ નીભે છે. પાશવ લગ્નમાં જે પ્રેમ દીઠામાં આવે છે તે સ્ત્રીના સૌન્દર્યનો મોહ જ્યાં સુધી નષ્ટ થયો નથી ત્યાં સુધી જ ટકી રહે છે. પણ સાચાં સ્નેહલગ્ન એ શાશ્વત અને સ્વર્ગસમું સુખ આપવાને સમર્થ છે. બાળલગ્નની અનિષ્ટ રૂઢિ નાબુદ થઈને આપણા આર્ય દેશમાં ઘેરે ઘેર એવાં સ્નેહલગ્નો જ થાય એથી વિશેષ આપણી શી ઈચ્છા હોઈ શકે ?

('ગુજરાતી પંચ', દીવાળી અંક, ઈ. સ. ૧૯૧૩).

સ્વતંત્રતા માણસને ઘણી પ્રિય હોય છે માણસનો આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપમાં સ્વતંત્ર જ છે, પણ સંસારની ઉપાધિઓથી તે બન્ધનમાં આવી પડે છે બ્રહ્મજ્ઞાન થતાં એ બન્ધનનું મિથ્યાત્વ સમજાય છે, અને બ્રહ્મથી અભિન્ન એવા પોતાના સત્ય સ્વરૂપને ઓળખતાં તે પાછો સ્વતંત્ર બની રહે છે એ સ્વતંત્રતા પ્રાપ્ત થયે તેને કશાની અપેક્ષા રહેતી નથી રહેતી હોય તો તે સ્વતંત્રતા શેની?

જૂદા જૂદા દેશના લોકોએ પોતપોતાની સ્વતંત્રતા જાળવી રાખવાને કેવા કેવા પ્રયત્નો કીધા એ વૃત્તાન્ત જગતના ઇતિહાસમાં સૌથી વધારે જાણવા લાયક અને અસરકારક છે આપણા દેશમાં પણ વર્તમાન સમયમાં રાજકીય જાગૃતિ થઈ છે, અને સ્વતંત્રતાના વિચાર ચારે

દિશામાં ઘૂમી રહ્યા છે.

એ સ્વતંત્રતા તે શું ?

પોતાનું તંત્ર પોતાને હાથે ચલાવવું, પારકા તંત્રમાં ન રહેવું, પરાધીનતાની સ્થિતિ ન ભોગવવી, અન્ય વસ્તુથી નિરપેક્ષ રહેવું તેનું નામ સ્વતંત્રતા. આવી સ્વતંત્રતા માણસને ક્યાંથી હોય ? જન્મ મરણની દોરી જેને હાથ નથી, હું ક્યાંથી આવ્યો અને ક્યાં જવાનો છું એ જેનાથી જાણી શકાતું નથી, એક સાગરનો તરંગ, એક સર્પનો દંશ, એક ઝેરી પાંદડું જેનો પ્રાણ લેવાને બસ છે તેવાં ક્ષુદ્ર પ્રાણીમાં એ સંભવે જ ક્યાંથી ? બાહ્ય સાધનોની અપેક્ષા રાખ્યા વિના આખી સૃષ્ટિનો રચનાર અને ટકાવનાર, પોતે અને પોતાથી અભિન્ન એવી સૃષ્ટિનું તંત્ર યોગ્ય રીતે ચલાવનાર પરમાત્મા સિવાય અન્યમાં એવું સર્વશક્તિત્વ હોય જ નહીં.

ત્યારે "સ્વતંત્રતા"ને માટે દેશમાં જે ભારે કોલાહલ મચી રહ્યો છે તે મિથ્યા છે શું ? આપણા રાજદ્વારી આગેવાનો આપણે માટે સ્વરાજ્યની માંગણી કરે છે, આપણા સંસારસુધારકો સ્ત્રી જાતિની સ્વતંત્રતા જનસમાજની ઉન્નતિ માટે અગત્યની ધારે છે, આપણા વૈદો અને દાક્તરો બાળકોના શારીરિક વિકાસ માટે ચલનવલનની સ્વતંત્રતા માંગે છે, અને આપણા શિક્ષણ-શાસ્ત્રીઓ તેમનાં માનસિક વિકાસ માટે કુદરતી વલણને ન રોકવાની ભલામણ કરે છે. અર્થાત્ બાળકોને મસ્તી કરવા દેવાં, અને ગમે તે સવાલો પૂછે તોપણ તેમને

તેમ કરતાં રોકવાં નહીં, એટલું જ નહીં પણ જે પૂછે તેના જવાબ આપ્યાં કરવા !!! આપણા દેશમાં અત્યાર સુધી સર્વત્ર સ્વીકારાયલું શિક્ષણશાસ્ત્રનું સૂત્ર એ છે કે "સોટી વાગે ચમચમ, વિદ્યા આવે ઘમઘમ." એ સૂત્ર પ્રમાણે અનેક વર્ષ સુધી આપણે વર્ત્યા છીએ, હાલ મોટા માણસમા ખપતા અનેક માણસો ઉપર એ સૂત્રનો પ્રયોગ થયો છે, અને તેઓ ભણ્યા ગણ્યા, પાવરધા થયા અને મોટા માણસમાં ખપ્યા તે પરથી સિદ્ધ થાય છે કે એ પ્રયોગ નિષ્ફળ ગયો નથી. કાળનું બળ એવું છે કે એવાં પ્રાચીન સૂત્રોને ઉથલાવી નાંખીને વર્તમાન સમયમાં એવો બોધ આપવામાં આવે છે કે "બાળકને દરેક કાર્યમાં આનન્દ દેખાડવો," "શિક્ષણમાં રમુજ પડે તેમ કરવું." શિક્ષણમાં રમુજ કોને પડી છે? માસ્તરની રમુજ તમે લઈ લીધી, અને રમુજના અનધિકારીને માટે તમે રમુજ માંગો છો. ભણવું અને રમવું કોઈ દહાડો સાથે બન્યું સાંભળ્યું છે? "સુન્દરીસુબોધ" માસિકમાં એક સ્ત્રી લેખક "બાલશિક્ષણ"માં સલાહ આપે છે કે "કોઈ પણ સખ્તાઈ બાળકના કોમળ અંગ ઉપર ના વાપરવી....બાળક સાથે સુશીલ તથા સહનશીલ થવું." બાળકની માતાએ પણ બધું સહ્યાં જ કરવું! બોલવું નહીં, વઢવું નહીં, "મુવા" અથવા "મોઈ" કહીને, અથવા ઢીકો મારીને, કે ગાલે ચીમટું તાણીને પોતાના મોંની કે હાથની ચેળ મટાડવાની પણ તેને છૂટ નહીં!!! પછી તેની સ્વતંત્રતા ક્યાં રહી?

માણસ ગર્ભાવાસથી તે મરણ પર્યન્ત અનેક જાતનાં બન્ધનોમાં રહે છે. એ સઘળામાં લગ્નનું બન્ધન વધારે ગાઢું અને વધારે પવિત્ર છે. પતિસેવા એ સ્ત્રીનું મોટામાં મોટું કર્તવ્ય મનાય છે. કેટલાકની સમજ પ્રમાણે તો પતિસેવામાં જ સ્ત્રીનું સઘળું કર્તવ્ય સમાપ્ત થાય છે. હાલમાં એ વિચારપદ્ધતિમાં ફેર થવા લાગ્યો છે, અને સ્ત્રીઓને કુટુમ્બ તરફ, સમાજ તરફ, દેશ તરફ પણ અનેક ફરજો બજાવવાની છે એવી સમજણ આવવા માંડી છે. સમાજમાં ભળીને સમાજની ઉન્નતિમાં ભાગ લેવાની સ્ત્રીની ફરજ, અને શિક્ષણ, માંદાની માવજત વગેરે માટે સ્ત્રીની યોગ્યતા વિશેષ સ્વીકારાઈ છે, એટલે સ્ત્રીને શિર એટલાં બન્ધનો વધ્યાં છે. દાંપત્યનો સમ્બન્ધ સેવ્ય-સેવકનો ગણાતો મટી પ્રાચીન કાળની પેઠે મૈત્રીનો ગણાવા લાગ્યો છે. એક વિદ્વાન્‌નો એવો અભિપ્રાય છે કે પુરુષ અને પુરુષ વચ્ચે જેટલી મિત્રતા હોય તેના કરતાં પુરુષ અને સ્ત્રીની વચ્ચે વધારે હોવાનો સંભવ છે. સામ્યની સાથે વૈષમ્યનું પણ તત્ત્વ (જે મૈત્રીમાં જરૂરનું છે) તે સ્ત્રી પુરુષમાં લિંગભેદને લીધે સ્વભાવથી જ હોય છે, એટલે મૈત્રીને માટે જ ઘડાયલાં હોય તેવી રીતે એ બેની મૈત્રીને માટે ખાસ અનુકૂળતા છે. સ્પાર્ટાની સ્ત્રીઓ વિષે પ્રો. આનન્દશંકર લખે છે કેઃ-કન્યાઓ પોતાનાં માતા પિતાની વિશુદ્ધિ માટે અભિમાન ધરાવતી અને વ્યભિચાર તો તદ્દન અજાણ્યો જ હતો. પ્લુટાર્કનાં જીવનચરિત્રોમાં આ સમ્બન્ધી એક રમુજી વાત છે. એક વૃદ્ધ સ્પાર્ટનને પૂછવામાં

આવ્યું કે "આપના દેશમાં વ્યભિચાર માટે શી શિક્ષા છે?" ત્યારે પેલા સ્પાર્ટને જવાબ દીધો કે "અમારા દેશમાં કોઈ વ્યભિચારી છે જ નહિ." "પણ હોય તો?" ઉત્તર: "ડુંગર ઉપરથી વળીને નીચેની નદીમાંથી પાણી પી શકે એવડો મોટો સાંઢ દંડ તરીકે આપવો પડે." "આ શી વાત કરો છો? એવડો મોટો તે કોઈ સાંઢ હોય?" "ત્યારે સ્પાર્ટામાં કોઈ વ્યભિચારી પણ હોય?" સ્ત્રીપુરુષના વ્યવહારની બાબતમાં આપણા દેશને માટે સાંપ્રત કાળમાં આ પ્રમાણે કહી શકાશે ખરૂં? સ્ત્રીપુરુષના સહજ પ્રસંગથી "મધપુડો ઉશ્કર્યો હોય ને તેની માખો ગણગણે ને દંશ દે એવી મધમાખોની દશાને લોક પ્રાપ્ત થાય અને........એ લોક તેમનાં શરીરને જ દેખે અને વિપરીત ભાવનાઓ કરવા બેસે" એવી આપણા સમાજની સ્થિતિ હોય અને એ ભાવનાઓ કેટલીક વાર ખરી પડતી હોય તો તેનાં કારણો નીચે પ્રમાણે છેઃ—

૧. આપણી શારીરિક અને માનસિક નિર્બળતા અને વિષયવાસનાનું પ્રાબલ્ય.

૨. સ્ત્રી તરફ પૂજ્યબુદ્ધિનો અભાવ. સ્ત્રી તે પુરુષને રમવાનું રમકડું માત્ર છે, પુરુષ તે ભોક્તા છે અને સ્ત્રી તે ભોગ્ય છે એવી સમજ.

૩. કેળવણીની ખામી.

૪. લોકનો ગણગણાટ અને દંશ.

૫. એવા પ્રસંગોની વિરલતા.

એ કારણો દૂર થયાથી આત્માની ઉન્નતિને માટે,.

હૃદયની કોમળતાને માટે, જીવનના નિયમિતપણાને માટે સ્ત્રીઓની સર્વમાન્ય ઉપયોગિતા આપણે અનુભવીશું, અને સ્ત્રીજાતિ ઉપર ઈશ્વરે નાંખેલા બન્ધનનું સાર્થક્ય થશે. સંકુચિત વિષયી ભાવનાથી અન્ય એવી સૌન્દર્યની ભાવના હોઈ શકે તે વિષે પ્રો. આનન્દશંકરે "નારીપ્રતિષ્ઠાઃ એ વિષયનું ઐતિહાસિક દર્શન" એ નામના લેખમાં ગ્રીક લોકોની સૌન્દર્યની ભાવનાનું આપેલું ઉદાહરણ અત્રે ટાંકવું ઠીક પડશેઃ—

"હાઈપીરાઈડીસ નામનો એક વક્તા ફ્રીનિ નામની એક ગણિકાનો ન્યાયની કચેરીમાં બચાવ કરતો હતો. એની શુષ્ક દલીલો ન્યાયાધિકારી ઉપર અસર કરી શકતી નથી એમ લાગતાં તેણે એકદમ એ ગણિકાની છાતી ઉપરનું વસ્ત્ર ખસેડી નાંખ્યું. ન્યાયાધિકારીઓ ઉરઃસ્થળનું દિવ્ય સૌન્દર્ય જોઈ ચકિત થઈ ગયા અને એ સ્ત્રીને નિર્દોષ ઠરાવી! ઇતિહાસકાર કહે છે કે–આ કોઈ પણ પ્રકારના અપવિત્ર ભાવથી નહીં, પણ એવી સમજણથી કે એફ્રોડાઈટ દેવીની ઉપાસિકા જેવી દીસતી આ સુન્દરીમાં દોષ સંભવે જ કેમ ?"

આમ સ્ત્રીઓને શિર બન્ધનો વધતાં જાય છે, અને વધતાં જોવાને આપણે ઇચ્છીએ છીએ, ત્યારે સુધારકો સ્વતંત્રતાનો પોકાર કરે છે તેનો અર્થ શો ? સ્ત્રીઓ બન્ધનમાંથી છૂટી જાય તેટલા માટે નહીં પણ કર્તવ્યતાની સ્વયંભૂ વૃત્તિના સખ્ત બન્ધનમાં તેઓ દિન પ્રતિદિન વધારે બંધાતી રહે, અને પ્રેમની જે દિવ્ય

પ્રભુતા ઈશ્વરે તેમને ખાસ બક્ષેલી છે તે વધારે વિસ્તારમાં ફેલાય એવો તેમના આત્માનો વિકાસ થાય તેને માટે કરી આપવાની સગવડ, તેને જ આપણે સ્વતંત્રતા કહીશું. એ વિકાસમાં રૂઢિનું દાસત્વ, "यद्यपि शुद्धं लोकविरुद्धं नाचरणीयं नाचरणीयम्" એવો આગ્રહ, અને લોકમાં સારા કહેવડાવવાનો મિથ્યા લોભ,–એ ત્રણ મોટાં વિઘ્ન છે. લોકની કુથલી કરવામાં કે સાંભળવામાં જે વખત જાય છે તેનો કોઈ વધારે સારાં કામમાં ઉપયોગ કરવામાં આવે અને કેવળ રૂઢિ કે લોકમતનું અવલંબન કીધા વિના સ્વતંત્ર રીતે વિચાર કરવાની ટેવ પાડવામાં આવે તો આ વિઘ્નો ઘણે ભાગે દૂર થાય. પણ તે શી રીતે બને? આપણામાં કહેવત છે કે "ચાર મળે ચોટલા, ત્યાં ભાંગે ઓટલા." એક ઇંગ્રેજ લેખક લખે છે કે લૅગાડોની યુનિવર્સિટિમાં સઘળા શબ્દો જ કાઢી નાંખવા એવી એક દરખાસ્ત મૂકવામાં આવી હતી. તેનું કારણ એ હતું કે બોલવાથી માણસનાં ફેફસાં નબળાં પડી જાય છે અને તેથી આયુષ્ય ક્ષીણ થઈ જાય છે. માટે એવી ગોઠવણ રાખી કે શબ્દો તે વસ્તુઓનાં નામ માત્ર હોવાથી, જે જે વસ્તુઓનાં નામ દેવાની જરૂર લાગે તે નામ ન દેતાં તે વસ્તુઓ જ આપણી પાસે રાખવી કે બોલવાની જરૂર ન પડે. આ શોધથી લૅગાડોની પ્રજાને આરોગ્ય અને સગવડનો ઘણો લાભ થયા વિના રહેત નહીં, પણ એ શહેરનાં બૈરાંઓએ અને બીજાં હલકાં માણસોએ એવો તો ખળભળાટ મચાવી મૂક્યો કે એ વિચાર માંડી વાળવો

પડચો. સ્ત્રીઓની એ વાચાળતાનો જો કોઈ વધારે સારો ઉપયોગ કરવામાં આવે તો ઘણું સારૂં. પણ પારકી કુથલી કરવામાં કે સાંભળવામાં તો વખત નકામો જાય છે, અને તેથી માણસના વિચાર સાંકડા અને નીચ થઈ જાય છે, અને પોતાની એવી કુથલી ન થાય એ બીકને લીધે એક પ્રકારની લોકભીરુતા માણસોમાં આવે છે. વળી નિરૂદ્યમી બેસી રહેવાથી શરીર અને મનની શક્તિ પણ ક્ષીણ થતી જાય છે. એ અડચણોને લીધે જ ન્યાતવરા અને વરઘોડાના ભારે ખરચ, અલંકારપ્રિયતા, બાળલગ્ન, રોવા કૂટવાનો ફારસ, બાધા આખડી વગેરે અનિષ્ટ વસ્તુઓ આપણામાં કાયમ રહી છે. રોવા કૂટવાની કળા શીખવા માટે કેટલાંક શહેરમાં છોકરીઓને ગોરના દહાડા ખાસ અનુકૂળ જણાય છે. નવાઈની વાત તો એ છે કે કેળવણીના સંસ્કારવાળી જ્ઞાતિઓમાં પણ સ્ત્રીઓને એ વિષયમાં લગાર વધારે રસ પડતો હોય એમ લાગે છે, પણ ઘરડાંઓના જેવી આવડત તેઓમાં આવતી નથી અને એ આવડત મેળવવાનો ઉમંગ ત્વરાથી કમી થશે એવી આપણે આશા રાખીશું. જે સ્ત્રીઓ બાધા આખડીમાં બહુ ન માનતી હોવા છતાં અન્યની પ્રેરણાથી બાધાઓ રાખે છે તેને પોતાને પણ ખબર ન પડે તેવી રીતે એ ઉપર શ્રદ્ધા લાગી જાય છે અને ખરા લેવાના ઉપાય તરફ બેદરકાર રહેવાય છે, માટે એવી બાધા રાખતાં સ્ત્રીઓને પુરુષોએ અટકાવવી જોઈએ એમ લખવાની હિંમત કરૂં તો આ માસિકનાં સ્ત્રી વાચકો તે અક્ષન્તવ્ય ગણશે નહીં.

એટલું ઉમેરવાની જરૂર જણાય છે કે નિરંકુશતા એ સ્વાતંત્ર્યથી તદ્દન નિરાળી વસ્તુ છે. દરેક સ્ત્રીએ અને પુરુષે પોતાનું જીવન નિયન્ત્રિત કરવું, પોતાના ઉપર જોઈતા અંકુશ પોતાને હાથે મૂકવા એ અતિ આવશ્યક છે. આપણા વ્રત, ઉપવાસ આદિ નિયમોમાં કંઈક એવોજ હેતુ રહેલો હોવો જોઈએ. ખાવા પીવા વગેરે બાબતોમાં કહેવાતા "ધર્મ"ના અંકુશ તોડવાનો પ્રયત્ન કરવા જતાં આપણા યુવાન સુધારકોમાં કેટલીકવાર નિરંકુશતાનો સ્થાયીભાવ પ્રવેશ કરે છે, અને નીતિના પ્રદેશ તરફ પણ ધસારો કરે છે. સ્વતંત્રતાનો જુસ્સો એ નામે એ નિરંકુશતા આપણા ઘરમાં, સ્કૂલોમાં, કૉલેજોમાં, અને કૉંગ્રેસોમાં પણ કેટલીક વાર જોવામાં આવે છે, માટે કહેવાની જરૂર છે કે "Beware of imitations" (નકલી કામથી સાવચેત રહેજો)

("સુન્દરીસુબોધ", જુલાઈ, ૧૯૦૮, આષાઢ)

## કેળવણી એટલે શું?

આ સંસાર મિથ્યા છે, એની માયા ખોટી છે, સહુ સ્વાર્થનાં સગાં છે, મરણ સમયે કોઈ સાથે આવતું નથી, લક્ષ્મી ચંચળ છે, મિત્રતામાંએ કાંઈ નથી, અને 'સ્ત્રીની પ્રીતિ તો એથીએ ખોટી' છે, માટે ખાલી મોહ છોડીને હરિભજન કરવું, સાધુઓનો "સત્સંગ"(!) કરવો, અને માયામાંથી મુક્ત થવું,—એ અને એવા વિચારો આપણા દેશમાં ઘણા પ્રાચીન કાળથી પ્રચાર પામેલા છે. નરસિંહ મહેતો અને મીરાંબાઈ, ધીરો ભક્ત અને ભોજો ભક્ત વગેરે અનેક કવિઓએ એ વિચારો જૂદી જૂદી રીતે આપણા જનસમાજ આગળ મૂકયા છે, અને તે ઘણા ઉત્સાહથી આપણાં સ્ત્રીપુરુષોમાં વંચાયા છે. એ વિચારોમાં કંઈ પણ સત્ય નથી એમ તો

કોઇથી કહેવાશે નહીં, અને એમ કહેવાનો આ લેખનો આશય પણ નથી. તત્ત્વજ્ઞાનની ઊંડી દૃષ્ટિથી જોતાં એમાંના કેટલાક વિચારોમાં ઘણું ગંભીર સત્ય સમાએલું છે, અને માણસનું હૈયું જ્યારે દુઃખના ભાર હેઠળ દબાતું હોય ત્યારે એ વિચારોથી એને ઘણું આશ્વાસન મળે છે. પણ એ વિચારોનો અકાળે અને અસ્થાને ઉચ્ચાર થતો ઘણી વાર જોવામાં આવે છે, માણસના જીવનને એથી શુષ્ક અને નીરસ થતું ઘણી વાર જોવામાં આવે છે, આ સંસાર અને તેનાં સગાંસમ્બન્ધી તરફની કર્તવ્યબુદ્ધિ કંઇક શિથિલ થતી આપણે નિહાળીએ છીએ, અને માણસનો આત્મા કુસુમથી પણ કૂમળો, છતાં વજ્રથી પણ કઠણ એવી સ્નેહની સાંકળથી અન્યની સાથે જોડાવાને બદલે સર્વથી વિમુખ થઇને કંઇક જૂદી જ સૃષ્ટિમાં ભમતો આપણને જણાય છે. ઇશ્વરે જે આ વિચિત્ર જગંદ્બિમ્બની રચના કરી છે તે એક 'માયામયી મહાસુષુપ્તિ' *— માયાની, અવિદ્યાની ભરેલી ઘોર નિદ્રા છે, જેની અંદર સંસારી જીવો પોતાનાં ખરાં સ્વરૂપને ભૂલીને સૂઈ રહ્યા છે; આ વિશ્વની સૃષ્ટિ એ પરમાત્માની એક લીલા માત્ર છે, × એક રમત જેવી છે;—એ વિચારો ઘણા પ્રૌઢ અને ઉન્નત છે, મનુષ્યની વિચારશક્તિનો ઉત્કર્ષ એમાં

---

*જુઓ રા. બ. કમળાશંકરપ્રણીત "શ્રીશાંકરભાષ્યાનુવાદ," અધ્યાય ૧, પાદ ૪, સૂત્ર ૩, પૃષ્ઠ ૩૬૮.

× જુઓ 'શ્રીશાંકરભાષ્યાનુવાદ,' અધ્યાય ૨, પાદ ૧, સૂત્ર ૩૩, પૃષ્ઠ ૫૧૬.

સ્પષ્ટ દેખાય છે, અને આ દાળ, ભાત, ને શાકની દુનિયાથી પર એવી અવનવી સૃષ્ટિમાં લઈ જવાનું સામર્થ્ય એમાં રહેલું છે. છતાં ષટ્ સાધનની સંપત્તિ મેળવવાને અસમર્થ એવાં સામાન્ય મનુષ્યો સંસારથી કંટાળીને તેના મિથ્યાત્વના જે ફડાકા મારે છે તે તો એક પ્રકારનું બાયલાપણું જ છે, સંસારમાં અનેક પ્રકારનાં કર્તવ્ય જે મનુષ્યના શિર પર ઈશ્વરે મૂકેલાં છે તે યથાયોગ્ય બજાવવાની અસમર્થતા ઢાંકીને સુખમાં રહેવાની એ એક બારી છે, અને નૈતિક બળની ખામીને છુપાવવાનું એ એક નિર્બળ અને અધોગતિ પમાડનારૂં સાધન છે. એવું આચરણ

"नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्धयेदकर्मणः ॥"

(તું નિરન્તર કર્મ કર, અકર્મ કરતાં કર્મ શ્રેષ્ઠ છે. તારી શરીરયાત્રા, તારો દેહનિર્વાહ, પણ અકર્મથી, કર્મ ન કરવાથી, સિદ્ધ નહીં થાય),

"कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।"

(કર્મમાં જ તારો અધિકાર છે, ફળમાં કદી નહીં), ઈત્યાદિ ભગવદ્‌ગીતાનાં ઉપદેશવાક્યોથી ઊલટું છે.

કર્મ કરવાં પણ કર્મ ઉપર આસક્તિ રાખવી નહીં; ફરજ બજાવ્યા પછી એ આપણા વર્તનથી આપણને જે આનન્દ મળે તેટલાથી જ સન્તોષ માનવો, અને એ કર્મનું ફળ અનુકૂળ આવે કે પ્રતિકૂળ નીવડે તે વિષે બેદરકાર રહેવું એવો ઉપદેશ શ્રીકૃષ્ણે અર્જુન પ્રત્યે કરેલો છે, અને એ વચનાનુસાર વર્તવાથી જ મનુષ્ય પોતાનું શ્રેય

સાધી શકે છે અને કૃતાર્થ થાય છે.

કલાપીના "ભરત" એ નામના કાવ્યમાં જગત્ ત્યજનારો મહાત્મા એક મૃગલાની માયામાં બંધાય છે અને એ માયામાંથી છૂટવાનો વિચાર કરે છે ત્યારે કવિ તેને બોધ દેતાં કહે છે કેઃ—

મંદાક્રાન્તા "ખેંચે છે તે, પ્રણયી દિલને, ઠેલવું, હાય! શાને;
ધક્કો દેવા, મૃદુ હૃદયને, યોગી, તું કેમ ઈચ્છે?
ત્હારા આવા, નિયમ સઘળા, શુષ્ક લાગે મને તો,
મીઠી વૃત્તિ, કુદરતી અરે! બાળવા ઈચ્છતો ક્યાં?

વ્હાલું છે તો, કયમ દૂર કરે? નેત્રમાં કેમ અશ્રુ?
ધક્કો દેતાં, પ્રણયી દિલને, શ્રેય હું તો ન માનું,
આવાને શું, તુજ હૃદયને, ચાહતાં પાપ થાય?
સ્વાર્થી તું છે, પણ પ્રણયથી, કાંઈ ત્હારૂં ન જાય.

સાક્ષી પૂરે, તુજ જિગર જો, આંસુથી વાતને આ,
તેની સામે, કઠિન બનીને, થય છે આગ્રહી કાં?
પીવા ત્હેને, હૃદયઝરણું, ટેવ છે ત્હેં જ પાડી,
બીજે ક્યાં તે, જનહૃદયની, પામશે વ્હાલ આવી?

એ તો ત્હારાં, સમિધ પુલને, સ્પર્શતાં એ ડરે છે!'
તું ખીજે તો, મૃદુમૃદુ થઈ, ગેલ કેવાં કરે છે!
તું રીઝે તો, તુજ તરફ એ, હાંસથી દોડી આવે!
એ નેત્રો શાં તજ જિગરથી વા[illegible]ની કરે છે!

કિન્તુ યોગી! તુજ ફરજ તું, કાંઈ જૂદીજ માને,
આ પ્રીતિ કે, તુજ હૃદયને માર્ગ જૂદા બતાવે,
હું સંસારી, નવ કહી શકું, યોગ્ય આ વા નહીં આ,
તોયે આવી, તુજ મગજની, શુષ્ક રીતિ રુચે ના."

.... .... .... .... ....

અનુષ્ટુપ્ "ઋષિ! ત્હારી સ્થિતિ જોઇ, આવે છે મુજને દયા,
આવશે વ્હાલથી ત્હેને, પંપાળીશ હવે ન શું?

ઇન્દ્રવજ્રા નેત્રો રમે આ તુજ વાદળીથી,
ક્રીડા ગમે છે કંઈ માછલીની;
સન્ધ્યા સમે કૈં વધુ હર્ષ આવે,
તો કેમ ત્હારૂં મૃગલું તજે છે!

વંશસ્થ રમાડ તેને પણ લુબ્ધ ના થજે,
ઋષિ ન એ શું તુજથી બની શકે?"

.... .... .... ....

કલાપીની "રસથી રેલાતી, પદલાલિત્યથી લાવણ્યમયી, હૃદયની ઊર્મિઓથી ઓપતી, અને સરલતાથી ખાસ શોભતી" કવિતા તરફ વાંચનારનું ખાસ લક્ષ દોરવાના હેતુથી, એની મધુર અને આકર્ષક શૈલીનો કંઇક પરિચય કરાવવાના ઉદ્દેશથી, એની "ભરત"ની કવિતામાંથી અહીં વિસ્તારથી અવતરણ કરેલું છે. કવિએ ઉપર ટાંકેલી પંક્તિઓમાં દીધેલો ઉપદેશ ભગવદ્‌ગીતાના ફલથી નિરપેક્ષ કર્તવ્યપરાયણતા–" Duty free of consequences "ના ઉપદેશને ઘણે અંશે મળતો છે. મૃગલાને રમાડવું ખરૂં

પણ તેમાં લુબ્ધ ન થવું, આ વિશ્વમાં રહીને પોતાનાં કર્તવ્ય યોગ્ય રીતે બજાવવાં પણ તે વિષે મોહ રાખવો નહીં, આ સંસારને તુચ્છ ગણવો અને મરણને ઈચ્છવું એમ નહીં પણ કુદરતના નિયમાનુસાર કર્મ કર્યાં જવું અને ફળની અપેક્ષા રાખવી નહીં, એવો ધ્વનિ "ભરત"ના ઉત્તમ કાવ્યમાં રહેલો છે,

આ જીવન એક રમત નથી, પણ ઘણી કીમતી ઈશ્વરી બક્ષીસ છે; મરણ એ તેનો અન્તિમ ઉદ્દેશ નથી, પણ ફરજો બજાવ્યાનો સન્તોષ એ એનું ઉત્કૃષ્ટ પરિણામ છે; સંસારથી કાયર થઈને દૂર નાસવામાં નહીં, પણ આપણે માથે મૂકાયલી જવાબદારીનું પૂરતું ભાન રાખીને તેમાંથી છૂટવાનો-ઋણમુક્ત થવાનો-પ્રયત્ન કરવામાં જ આપણો ધર્મ સમાયલો છે. જીવનની એ બક્ષીસને જેટલે અંશે આપણે તુચ્છ ગણી હસી કાઢીએ, આપણી ફરજો જેટલે અંશે આપણે યોગ્ય રીતે ન બજાવીએ, અને આપણું દેવું અદા કરવામાં તથા ઈશ્વરની આજ્ઞાનું પાલન કરવામાં જેટલે અંશે આપણે ચૂકીએ, તેટલે અંશે આપણે તેના ગુન્હેગાર થઈએ છીએ.

"Life is real, life is earnest,
And the grave is not its goal;
'Dust thou art, to dust returnest'
Was not spoken of the soul."

આ જીવન તે કંઈ મજાક નથી, પણ ઘણી ગંભીર અને સાચી વસ્તુ છે; મરણ એ તેનો અન્તિમ ઉદ્દેશ

નથી; "તું માટીનો બનેલો છે. અને પાછો માટીમાં ભળી જઈશ" એ આત્માને ઉદ્દેશીને નહીં પણ દેહને ઉદ્દેશીને જ કહેવામાં આવ્યું છે.

"શું જન્મવું ને જીવવું તે માત્ર મરવા કાજ છે?"

એ પ્રશ્નનો ઉત્તર આપણે નકારમાં જ આપીશું. જીવવું તે મરવા માટે નહીં, પણ આપણા જન્મમાં કંઈક હેતુ હોવો જોઈએ એમ સમજવામાં, તે હેતુ સફળ કરવાનો પ્રયત્ન કરવામાં, અને સૃષ્ટિના વિકાસક્રમમાં યથાશક્તિ આપણો ફાળો આપવામાં જ જીવનની કૃતકૃત્યતા છે. એ ધર્મ પુરુષ અને સ્ત્રી ઉભયને શિર રહેલો છે; અને જે પ્રમાણમાં એ ધર્મનું પાલન થાય તે પ્રમાણમાં તે પુરુષ અને તે સ્ત્રીએ પોતાની જીવનયાત્રા સફળ કરી એમ કહી શકાય.

"દુનિયાં મહીં ભાઈ નથી–ક્યાંઈ નથી–કાંઈ મજા!
ગમગીનીનો ભંડાર આ છે–માનું તો શેમાં મજા!"

એમ વિચારીને દુનિયામાં સુખ જ નથી એવા નિર્ણય પર આવવું એ યોગ્ય કોણ કહેશે?

"છે માનવીજીવનની ઘટમાળ એવી
દુઃખપ્રધાન સુખ અલ્પ થકી ભરેલી"

એમ કહેવું તે ખરૂં છે કે

"પ્રભુ એ તો સરજેલું છે સુખ
મન મનનું ખોળી લે છે દુઃખ"

એમ વિચારવું એ વધારે યોગ્ય છે? એ વિષે બે મત હોવાનું કંઈ પણ કારણ નથી. પોતાની અંગત

નિર્મળતાને લીધે જેનું મન વ્યાધિગ્રસ્ત ન થયું હોય તેને તો એમ જ લાગશે કે આ સંસારમાં ઈશ્વરે સુખનાં અનેક સાધનો મૂકેલાં છે. દુનિયા સ્વાર્થથી નહીં, પણ પરસ્પરના સ્નેહથી, સત્યથી, અને ઔજન્યથી ટકી રહેલી છે. રે! મનુષ્યના મનનું બંધારણ જ ઈશ્વરે એવી રીતનું કરેલું છે કે દુઃખના વિકટ પ્રસંગો તે ક્ષણવારમાં ભૂલી જાય છે અને પોતાના જીવનનો ભૂતકાળ સંભારે છે ત્યારે તેને સુખ, સુખ, ને સુખ દેખાય છે, તે ભૂતકાળ સુવર્ણમય જ (golden past) ભાસે છે. એ સુખનાં સાધનોની યોગ્ય કદર કરીને તેમાંથી કર્તવ્યના માર્ગમાં ચૂકાય નહીં એવું બળ મેળવવું એમાં જ એનું શ્રેય સમાયલું છે. એ શ્રેય દરેક પુરુષ અને સ્ત્રીથી સાધી શકાય એવું છે અને તે સાધવાને માટે જરૂરનું શારીરિક, માનસિક, નૈતિક અને આધ્યાત્મિક બળ મેળવવાને માટે જે પ્રયત્ન કરવામાં આવે તેનું નામ કેળવણી.

મનુષ્યત્વમાં કેટલાક અંશ એવા હોય છે કે જે મનુષ્યના જન્મ સાથે જ, એટલું જ નહીં પણ તેના જન્મ પહેલાં, એ જન્મની શક્યતા ઉત્પન્ન થતાં વારજ અસ્તિત્વમાં આવે છે. એવા અંશોથી તેનું વ્યક્તિત્વ—તેની વિશિષ્ટતા ઘડાયલી છે. એ અંશો, પછી તે અમુક પ્રકારનાં શારીરિક લક્ષણો હોય કે માનસિક લક્ષણો હોય, તે તેનામાં સર્વદા ટકી રહે છે, અને કદાપિ લુપ્ત થતાં નથી. દાખલા તરીકે, અમુક પ્રકારનો વ્યાધિ તેનામાં માબાપ તરફથી વારસામાં

ઊતરી આવ્યો હોય તે કદાપિ મટાડી શકાતો નથી. માણસને જન્મકાળે પાંચને બદલે ચાર આંગળીઓ હોય તો તેમાં ફેરફાર કરી શકાતો નથી. વેલ્સ નામનો એક અંગ્રેજ લેખક પોતાના ગ્રન્થ ("Mankind in the making") માં એને "કુદરતી માણસ" (natural man) એવું નામ આપે છે. એ સિવાય, મનુષ્યના બીજા ગુણો કેળવી શકાય છે, અને સન્માર્ગમાં દોરવી શકાય છે. એ ગુણો તરફ લક્ષ રાખતાં માણસને માટે એ જ લેખક "કૃત્રિમ" (artificial) એવું વિશેષણ વાપરે છે. એ કૃત્રિમ માણસ—એ જ કેળવણીનું યોગ્યપાત્ર છે.

**સ્ત્રીકેળવણીનો ઉદ્દેશ**

સ્ત્રી અને પુરુષ ઉભયને એક જ પ્રકારની કેળવણી અપાવવી જોઇએ કે કેમ તે વિષે ઘણો મતભેદ છે. સ્ત્રી અને પુરુષ ઉભયના શારીરિક અને માનસિક બંધારણમાં ઘણો ફેર છે, ઉભયનાં કર્તવ્યનો પ્રદેશ જૂદો જૂદો છે, સ્ત્રી કોમળ કામ કરવાને સરજાયલી છે અને પુરુષને પરાક્રમ અને સાહસનાં કામ કરવાનાં છે, સ્ત્રી ઘરકામને માટે વધારે યોગ્ય છે અને પુરુષે રળવા કમાવાનું કામ કરવાનું છે, સ્ત્રીમાં નીતિનું બળ વધારે છે અને પુરુષમાં બુદ્ધિનું બળ વધારે છે, એવા એવા ગુણભેદને લઇને જૂદા જૂદા પ્રકારનાં કર્તવ્યનો બોજો ઉભયને શિર મૂકાય તે જ યોગ્ય છે, અને તે તે કર્તવ્ય યોગ્ય રીતે બજાવી શકાય તેને માટે અનુકૂળ એવી વિશિષ્ટ કેળવણી તેઓને મળવી જોઇએ એમ કેટલાકનું

માનવુ છે, અને તેમા કઇક સત્ય પણ હશે છતા એટલુ નક્કી છે કે કેટલીક પ્રાથમિક કેળવણી તો ઉભયને સામાન્ય જ હોવી જોઇએ કે જેથી ઉભય પોતપોતાના કર્તવ્ય યોગ્ય રીતે બજાવી શકે દરેક મનુષ્ય, પછી તે સ્ત્રી હોય કે પુરુષ હોય, તેને કેળવણી એવા પ્રકારની હોવી જોઇએ કે જેથી ઇશ્વરે તેને બક્ષેલા સઘળા ગુણો અને સઘળી શકિતઓ (Faculties) સપૂર્ણ રીતે વિકાસ પામે, અને સફળ કૃતિને અર્થે પ્રભુકૃપાથી પ્રાપ્ત થયેલા સાધનો જેમ બને તેમ વધારે બળવાન્ થાય એટલુ જ નહીં, પણ તે બળની અસર પણ જેમ બને તેમ વધારે વિસ્તારમા ફેલાય એ કેળવણી એકદેશી નહીં, પણ સર્વદેશી હોવી જોઇએ એ કેળવણીથી મનુષ્યનો દરેક પ્રકારે વિકાસ થવો જોઇએ સ્ત્રીઓની બુદ્ધિ પુરુષ કરતા ઓછી હોય છે એ સિદ્ધાન્ત સર્વમાન્ય નથી, અને હોય તોપણ તેથી એ બુદ્ધિ જેટલી ખીલી શકે એમ હોય તેટલી ખીલવવામા બેદરકાર રહેવાનુ કારણ નથી, પણ એ તરફ ઉલટુ વધારે લક્ષ આપવુ જરૂરનુ છે બુદ્ધિ અને નીતિની વચ્ચે કોઈ પણ રીતે એવો વિરોધ નથી કે બુદ્ધિની કેળવણીથી નીતિની કેળવણીમા વિઘ્ન આવે ઉભય પ્રકારની કેળવણી સાથે આપવી એ શકય નથી એમ કોઈથી પણ કહેવાશે નહીં, અને એમ જો હોય તો પછી 'સ્ત્રીનો બુદ્ધિપ્રભાવ વધતા તે પોતાનો સ્વાર્થ સાધવામા જ તત્પર રહેશે, અભિમાન રાખશે, અને પતિ તરફના કે બીજા કર્તવ્યોમા દુર્લક્ષ દાખવશે' એમ માની બેસવાનુ કારણ નથી હાલમા

સ્ત્રીઓ જેમ ગમે તે દિશામાં પોતાની લાગણીના જોસ્સાઓથી ઘસડાઇ જાય છે તેમ થવાને બદલે તેઓનો બુદ્ધિપ્રભાવ વધે, તેઓની વિચારશકિત ખીલે, અને ન્યાયપુરસર મનન કર્યાં પછી દરેક વસ્તુ ઉપર અમુક નિર્ણય પર આવતાં તેઓ શીખે તો તેથી તેઓનું સ્ત્રીત્વ નષ્ટ થશે કે સ્ત્રીપુરુષનું પોતપોતાનું અન્તર્ગત વિશિષ્ટત્વ મટી જશે અને ઉભયના વૈષમ્યને લીધે જે મનોહર મિત્રતા બંધાવાનો સંભવ છે તે ટળીને એકબીજાની ન્યૂનતા પુરાવાને બદલે એકબીજાની પુનરાવૃત્તિ થશે એવો ભય રાખવો અકારણ છે.

**સ્ત્રીકેળવણી વિષે આપણી બેદરકારી**

પણ જૂદા પ્રકારની પણ કેળવણીની જરૂર જેઓ સ્વીકારતા હોય તેની વાત જૂદી છે; કેળવણીની અગત્યતા એક વાર સમજાઈ તો કેવી રીતની કેળવણી આપણને લાભકારી નીવડશે એ પ્રશ્નનો નિર્ણય પણ કાળે કરીને થશે પણ જેઓ સામ્રત કાળમાં પણ સ્ત્રીકેળવણીની જરૂર જ સ્વીકારતા નથી તેઓને વિષે શું કહેવું! કમનસીબે આપણા દેશમાં એવાં વિચારવાળાની સંખ્યા છેક નાની નથી. છેલ્લામાં છેલ્લી ગણત્રી પ્રમાણે પણ સિદ્ધ થયું છે કે આપણા દેશમાં પુરુષવર્ગની કેળવણી પણ જોઈએ તેવી સ્થિતિએ પહોંચી નથી, તો સ્ત્રીવર્ગનો તો સવાલ જ કયાં રહ્યો! સ્ત્રી-કેળવણીમાં જે અનેક પ્રકારની અડચણો નડે છે તે માસિકો તેમ જ પુસ્તકોમાં સવિસ્તર ચર્ચાયલી છે એટલે

તે વિષે પુનરુક્તિ કરવાની જરૂર નથી. પણ એટલું કહ્યા વિના ચાલતું નથી કે બાળકોને ઘરેણાં પહેરાવવામાં જેટલો ઉત્સાહ રખાય છે, અને નાનપણમાં નાકકાન વીંધાવાય નહીં તો આગળ જતાં પોતાની બેદરકારીને માટે લોકમાં ફજેતી થવાનો જેટલો ભય રખાય છે તેથી દસમા ભાગ જેટલો પણ ઉત્સાહ અને લોકભય પોતાની કન્યાની કેળવણી વિષે આપણી માતાઓ રાખતી હોય તો તેથી આપણા દેશને ઘણો લાભ થયા વિના રહે નહીં. પણ જ્યાં માતાઓ જ કેળવાયલી ન હોય ત્યાં તે કેવી રીતે બની શકે? સંસાર-રથનાં ઉભય ચક્ર મજબૂત હોય તો જ માર્ગમાં સહેલાઈથી પ્રયાણ થઈ શકે. પણ તેને બદલે અનેક વાર આપણે સાંભળીએ છીએ કે "છોકરીની જાતને ભણીને કામ શું છે? એને ક્યાં રળવા જવું છે? જીવતી રહે એટલે બસ!" જાણે વિદ્યા જેવી વસ્તુ તે માત્ર દ્રવ્ય મેળવવાના સાધન તરીકે જ ઉપયોગી ન હોય! યોગ્ય વિદ્યા સંપાદન કર્યાથી મનુષ્યનું બુદ્ધિબળ વધે છે, એટલું જ નહીં પણ તેનું હૃદય વધારે કોમળ થાય છે, લાગણીઓ વધારે તીક્ષ્ણ થાય છે, રસિકતા આવે છે, અને આત્માની ઉન્નતિ સધાય છે. "સાસરૂં કેવું મળશે?" એ વિચારથી કેળવણીના વિષયમાં બેદરકાર રહેવું યોગ્ય નથી, કારણ કે કેળવાયલી સ્ત્રી ગમે તેવા કઠણ પ્રસંગોમાં પણ ધૈર્ય રાખીને પોતાના કર્તવ્યમાં ન ચૂકતાં પોતાની ગુંચવણો સહેલાઈથી ઉકેલી શકે છે. જેને કેળવણી

આપવામાં બેદરકારી રખાઈ હોય તેનામાં બુદ્ધિનું કે નીતિનું બળ ક્યાંથી હોય? તેના તરફ માનની દૃષ્ટિથી કેવી રીતે જોવામાં આવે? તેના ઉપર ભરોસો અને સ્નેહ શેનાં રખાય?

આપણા લોકમાં પુત્રીના જન્મથી જ તેનાં માબાપ શોકસાગરમા ડૂબી જાય છે. પુત્રીજન્મના સમાચાર સાંભળતાં "લક્ષ્મી આવી" એમ કહેવું તે તો એક પ્રકારનો મન વાળવાનો જ રસ્તો છે. પુત્રજન્મથી વિશેષ આનન્દ થાય તે તો કેટલેક અંશે સ્વાભાવિક છે, પણ પુત્રીજન્મથી શોક પામવાનું કારણ સહેલાઇથી સમજી શકાય તેમ નથી. પુત્રી જો પોતાનાં કર્તવ્યમાં ઉત્સુક રહીને માબાપની આપેલી કેળવણીને સફળ કરે તો તેથી શુ માબાપને ખુશી થતી નથી? મંદવાડમા જ નહીં, પણ સંસારના અનેક અગત્યના પ્રસંગોએ, પુત્રના કરતાં પણ કેટલીક વાર પુત્રીનું કોમળ હૃદય માબાપને દિવ્ય આશ્વાસન આપવાને અને પોતાની બાળકીને માટે અભિમાનનું કારણ આપવાને વિશેષ સમર્થ નીવડે છે. આપણા સંસ્કૃત કવિઓએ પુત્રની પ્રશંસામાં ઘણું લખ્યું છે, ત્યારે પુત્રીની તો "નિન્દા" કરવાની જ જડી હોય એમ લાગે છે. "સુભાષિતરત્નભાણ્ડાગાર"માં અનેક સંસ્કૃત કવિઓનાં સુભાષિતોનો સંગ્રહ કરવામાં આવેલો છે, તેમાં દરેકની "પ્રશંસા" અને "નિન્દા"ના અનેક શ્લોકો આપવામાં આવ્યા છે, જેમકે "કાવ્યપ્રશંસા," "કુકાવ્યનિન્દા," "સત્પુત્રપ્રશંસા," "કુપુત્રનિન્દા" વગેરે. પણ સંગ્રહકર્તાને "કન્યાપ્રશંસા"નો

એક પણ શ્લોક જડ્યો નહીં; કન્યા વિષે એક જડ્યો ખરો, પણ તે "નિન્દા"નો! એ શ્લોક નીચે પ્રમાણે છે–

जातेति कन्या महती हि चिन्ता
कस्मै प्रदेयेति महान् वितर्क ।
दत्ता सुखं यास्यति वा न वेति
कन्यापितृत्व खलु नाम कष्टम् ॥"

એ શ્લોક પરથી કન્યાના પિતાને શોકના બે કારણો જણાય છે એક તો, કોને કન્યા આપવી તે વિષેની ચિન્તા, અને બીજુ, આપ્યા પછી સુખી થશે કે નહીં તે વિષેની ચિન્તા જ્યા સુધી વરોની પસદગી માટેનુ ક્ષેત્ર ઘણુ નાનુ રહેશે (અને હાલમા તો કેટલીક વાર પરદેશગમન કે એવા કોઈ વિષયની તકરારને લીધે અક્કેક ન્યાતમા જ જૂદા જૂદા વિભાગ પડીને ક્ષેત્ર વિશેષ ને વિશેષ સકુચિત થતુ જાય છે) ત્યા સુધી પ્રથમ ચિન્તા ખસેડવી મુશ્કેલ જણાય છે બાળવયમા લગ્ન કરવાને બદલે પરણાવવા સમ્બન્ધી ચિન્તાનો મોટો ભાગ ભણાવવામા રોકે તો કન્યાના ભવિષ્ય વિષેની ફીકરનો બોજો એકલા માબાપને શિર રહેવાને બદલે તે કઇક અશે કમી થાય ખરો, અને યોગ્ય કેળવણીથી પોતાના ખાસ સજોગોને અનુકૂળ થતા શીખવવામા આવ્યુ હોય તો બીજુ કારણ તો લગભગ સમૂળગુ નષ્ટ થાય વળી, લગ્ન આદિ પ્રસગોની કેટલી અનિષ્ટ રૂઢિઓ, અને અઘરણી સમયની ક્રિયામા કેટલુક નિર્લજ્જપણું ઘુસી ગયેલુ જોવામાં આવે છે તે દૂર કરવા

માટે કેળવણી જેવું ઉત્તમ સાધન કયું ?

એ કેળવણીનો સમય કયો તે વિષે વિચાર કરવો હવે જરૂરનો છે. ઘણાં એમ

કેળવણીનો સમય

ધારે છે કે બાળક ૫–૭ વર્ષનું થાય ત્યાર પછી તેની કેળવણી શરૂ થાય છે, પણ એ ધારવુ ખોટું છે બાળકના જન્મથી જ, રે ! એક મત પ્રમાણે તો ત્યાર પહેલાથી જ તેની કેળવણી શરૂ થાય છે, અને એ પ્રથમ કાળમા બાળકના ઉપર આસપાસના સજોગોની જે જે અસર થાય છે તેનાથી તેનો દેહ અને આત્મા અમુક પ્રકારનો ઘડાય છે માટે એ સમયથી જ બાળકનુ હિત ચાહનાર માતપિતાએ તેની સભાળ તરફ લક્ષ આપવું જોઈએ મ્ ગોવર્ધનરામભાઈના સરસ્વતીચદ્રનો ત્રીજો ભાગ થોડો વચાતો હોવાથી પ્રસ્તુત વિષય સમ્બન્ધી એ સમર્થ શાસ્ત્રના ઊંડા વિચારો અત્રે કંઈક વિસ્તારથી ઉતારવાનું યોગ્ય ધાર્યું છે મલ્લરાજ અને મેનારાણીની નિર્મળ પ્રીતિનું ફળ આપવાનો સંકેત ઈશ્વરે જણાવ્યો રાણી સગર્ભા થઈ એ ગર્ભને ગર્ભદશામાથી રાજપદને ઉચિત સંસ્કાર આપવા મલ્લરાજે ચિન્તા કરવા માંડી એક દિવસ રાજગૃહમાંથી અંત પુરમા જતા વિચાર કરવા માંડ્યા :

"ગર્ભનુ હિત વિચારનાર પિતાએ ગર્ભ ધરનારી સ્ત્રીને પોતાની પત્ની ન ગણતા ગર્ભની માતા ગણવી, અને ગર્ભાધાનથી તે ગર્ભના મોક્ષ સુધી કામવાસના દૂર રાખી સ્ત્રીના શરીરને પવિત્ર ગણી તેને ગર્ભની સેવામાં

અર્પણ કરવું, અને આ સેવા કરવાના કામમાં તેને, પતિએ, બ્રહ્મચર્ય પાળી, દૂર ઉભા રહી, આશ્રય આપ્યાં કરવો. ગર્ભમોક્ષ પછી બાલક સ્તન્યપાન કરે અને માતાના અંગનું સત્ત્વ ચૂસે ત્યાં સુધી તે બાલકને પોષવાનું સત્ત્વ ઓછું થાય નહી તેમ વર્તવાનો, તથા તેની માતાનું સત્ત્વ બે પાસથી લુટાય નહીં એમ વર્તવાનો, બાલકના પિતા અને તેની માતાનો પતિ તેનો બેવડો ધર્મ છે. બ્રાહ્મણ વાણીયાઓમાં આ ધર્મ પાળવાનો માર્ગ વૃદ્ધોની ઘડી કહાડેલી રૂઢિએ રાખ્યો છે. તેમની સ્ત્રીઓ પ્રસવકાળ પહેલાં અને પછી કેટલાક માસ સુધી પીયર રહે છે. આથી ઉભયકાળે તે સ્ત્રીઓ સાસુના ક્લેશથી અને પતિના કામવિકારથી મુક્ત રહે છે; અને પોતાની પ્રેમાળ માતાને હાથે સીમંતિની અને બાળકની માતા પોતાનું શરીર, પોતાનો આનંદ, ગર્ભ તથા બાળકોના પ્રતિ પોતાના ધર્મ સાચવે છે. પણ રત્નનગરીના રાજાઓના મંદિરમાં જુદો માર્ગ છે. તેમનો ગૃહસ્થાશ્રમ કેવળ ભોગાશ્રમ નથી-તેમનું બ્રહ્મચર્ય જ્યારે જોઈએ ત્યારે તેમની પાસે તૈયાર છે તેમની માતાઓ તેમની રાણીઓ ઉપર વત્સલ હોય છે. બીજા લોકની સાસુઓ પેઠે સ્વાર્થી અને દીકરીઓની પક્ષપાતી હોતી નથી. મલ્લરાજ! હવેથી તું બ્રહ્મચારી થયો અને મેનારાણી તારાં માતાજીને મંદિર રહેશે અને તેમની ચિંતા માતાજી કરશે"

આગળ, સાક્ષરશ્રી મધુમક્ષિકાને મુખે મલ્લરાજને કહેવડાવે છે કેઃ-

"મહારાજ, હલકી વર્ણમાં હલકાં દોહદ (અભાવા) હલકા સહવાસથી થાય છે; આપના કુળમાં ઊંચાં દોહદ ઉત્પન્ન કરવાના માર્ગ લેવાય છે. સુન્દરગિરિ ઉપરના મહાત્માઓનાં દર્શન ગર્ભવતીને વારંવાર કરાવવાથી ગર્ભનો આત્મા શુદ્ધ થાય છે; સુરગ્રામનાં રમણીય દેવસ્થાનોનાં દર્શન ગર્ભવતી કરે તેથી ગર્ભની બુદ્ધિ પવિત્ર સુન્દરતાની સંસ્કારી થાય છે; મહારાજ, ગર્ભવતી સુન્દરગિરિનાં શિખર ભણી દૃષ્ટિ કરે ત્યારે ગર્ભની બુદ્ધિ અભિલાષ ઊંચા કરતાં શીખે છે; ગર્ભવતી શીતળ પવનવાળા રત્નાકર પાસે ઉભી ઉભી આનંદ પામે અને સામેના આકાશ ભણી જુવે તેમ તેમ ગર્ભની બુદ્ધિમાં શાન્તિ અને ગંભીરતા સ્ફુરે છે અને દૂરદૃષ્ટિની સ્થાપના થાય છે; આપના અરણ્યની શોભા ગર્ભવતીના નેત્રમાં જાય ને પુષ્પોનો સુવાસ તેના નાકમાં જાય તેમ તેમ ગર્ભનું પ્રફુલ્લ આનદ–શરીર બંધાય છે; ત્યાંના સિંહ અને વાઘની ગર્જનાઓ શૂર હૃદયની ક્ષત્રિયાણી સાભળે તેમ તેમ ક્ષત્રિય પુરૂષોનાં જીવન જેવાં શૌર્ય અને ધૈર્ય ગર્ભની નસોમાં માતાનાં રૂધિરદ્વારા સ્હડે છે. મહારાજ, ગર્ભવતીને આ સર્વ સંસ્કારનો સંપૂર્ણ સહવાસ થાય અને તેને અતિશ્રમ ન પડે એવી વ્યવસ્થા આપે જાતે કરવી. અને રાણીજી એ અર્થે યાત્રાઓ કરે ત્યાં, અવકાશે, આપે એમનું મન પ્રફુલ્લ રાખવા બને તેટલી વાર જવું."

પોતાના હાથમાંથી રાજાના હાથમાં બાળકને આપવા પ્રસંગે માતાજીએ રાજાને મધુમક્ષિકાને મુખે

સદેશો કહાવ્યો :–

"મહારાજ, માતાજીએ આ રાજવૃક્ષની સ્તનંધય અવસ્થામાં તેના કોમળ દેહનું પોષણ કેવી રીતે કરેલું છે તે આપને જણાવવા ઇચ્છે છે કે તેજ ન્યાયે હવેની બાલ્યવસ્થામાં તેનો વૃદ્ધિગ્રાહ કરવામાં આવે. આ સિંહ: શાવકને સિંહી માતાનુંજ સ્તન્ય પાવામાં આવેલું છે અને ઇતર વર્ણના હલકા દેહના ક્ષીરનો સ્વાદ આપી એના તેજને ભ્રષ્ટ કર્યું નથી. મહારાજ, સિંહીનું એક વાર ઉદર તજ્યું તેમ હવે સ્તન્ય તજી આપની પાસે બાળક આવે છે. સિંહના પૌરુષ–તેજનું બીજ આ બાળકમાં છે તેને વધારી, પોષી, આપના તેજથી અધિક તેજનું ધામ બનાવી દેવું એ હવે આપનું કર્તવ્ય છે તેમાં કોઈ રીતે ન્યૂનતા ન રાખવી એવી માતાજી આપને વિજ્ઞાપના કરે છે.

"મહારાજ, સંસારમાં પડેલા માનવીને માથે હર્ષ-શોકના અનેક પ્રસંગો લખેલા જ હોય છે, તેમાં શોકચક્ર અનિવાર્ય છે અને તેની સાથે પ્રબળ યુદ્ધ કરવામાં યુવાવસ્થાનો ઉત્કર્ષ છે. મહારાજ, કાલના દિવસે ઉદ્યોગનો ઉત્કર્ષ અનુભવવાના ઉત્સાહીએ આજની રાત્રિયે અસ્વપ્ન નિદ્રા લેવા પ્રયત્ન કરવા જોઈએ, તેમ યૌવનમાં શોકચક્રની સાથે સફલ યુદ્ધ કરવા જેને તત્પર કરવાનું આપ ધારોછો તે બાલ–રત્નને બાલ્યાવસ્થામાં આનન્દ વિના બીજા કોઈ મનોવિકારનું દર્શન કરાવશો મા. મહારાજ, આ બાલકના ક્ષત્રિય નેત્રમાં અશ્રુનું બિન્દુ સરખું આવે નહીં અને

એના મન્દિરમા અમ સ્ત્રી જાતની પેઠે તે રોવાનો પરિચિત થાય નહીં તે વિષે માતાજીએ આજ સુધી અહોનિશ ચિન્તા રાખી છે અને રાણીજીની તથા ધાત્રીમડળની પાસે પણ એજ ચિન્તા રખાવી છે મહારાજ, એથી અધિક ચિન્તા રાખી, રખાવી, એ બાલવૃક્ષના સુખપલ્લવને કરમાવા દેશો નહીં મહારાજ, ચિન્તાના સ્વપ્ન વગરનો આનન્દ એ બાલકનુ ચક્રવર્તી રાજ્ય છે તે રાજ્યની આપુ તોડશો નહીં

"મહારાજ, આ બાલ–ઉદ્યાનના માળીનો સુદર અધિકાર માતાજીએ પોતાના અને રાણીજીના હાથમા આજ સુધી રાખ્યો હતો અનેક માળીઓના હાથમા રહેલો ઉદ્યાન બગડે છે, અને અનેક મનુષ્યોની આજ્ઞાનુ ધારણ કરનાર બાળક કોઈની આજ્ઞા ધારી શકતુ નથી અને તેનુ હૃદય છિન્નભિન્ન થાય છે* મહારાજ, આપ પિતા છો અને આપની ઇચ્છાને અનુસરનાર કોઈ પ્રવીણ વત્સલ પુરૂષ શોધી કહાડશો અને તે ઉભય મળી આ બાળકના માળી થજો મહારાજ, પારકી માજ કાન વીંધે માટે એ કામ ઉપર આવા અપર પુરૂષને રાખજો અને તેનો અધિકાર પૂણ નથી એવી કલ્પના પણ બાળકને થવા દેશો નહીં પરતુ માર્જાર વર્ગમા દેખીયે છીયે કે માતા જ બાળકને દાત વચ્ચે રાખી શકે છે તેમ અન્યથી થવાનુ નથી, માટે ગુરૂની સુખવિદ્યામા મુકેલા કોમળ બાળક ઉપર ભુટચે ચુકયે ગુરૂના દાત ખીડાઈ જાય અથવા બેસી

---

* આપણા અવિભક્ત કુટુમ્બમા આ સત્ય તરફ જોઈએ તેટલુ લક્ષ આપી શકાતુ નથી એની ના પડાય એમ નથી

જાય નહીં એટલી વાત જાળવજો. તે ઈંડુ સેવવા બેઠેલી પક્ષિણી માતાના જેવા જાગૃત રહી જાળવજો. રાજ–બાળકને ગુરૂથી પણ ભય છે.

"મહારાજ, આજ્ઞા ઉપાડવી એ વયમાં વધેલા અને બુદ્ધિમાં પહોંચેલા પુરૂષોથી પણ બરોબર બનતું નથી તો તે ગહન સેવાધર્મ પુષ્પ જેવા બાળકથી બનશે એવી દુષ્ટ આશા આપ તો નહીં જ રાખો, પણ બાળકનો ગુરૂ કે બીજું કોઈ પણ એ આશા સ્વપ્નમાં પણ રાખે એવી મૂર્ખતાના પ્રતીકાર સત્વર કરજો. મહારાજ, સાકરમાં સ્વાદ સંતાડી ઔષધ પાવાનો માર્ગ સૌને શીખવજો. બાળકને તો ઉત્સાહમાં રાખી જ કામ કઢાડી લેવું.

"મહારાજ, આપના બાળકને સાધારણ પુરૂષો કે કિંકરોનો સહવાસી ન કરશો. અમે કર્યો નથી અને આપ પણ ન કરશો. પતિ–સુખની લુબ્ધ સ્ત્રીયો બાળકને વ્હેલું વીસારે છે અને બાળકને પોતાના હાથમાંથી દાસીઓના હાથમાં ફેંકી દે છે, અને એ દાસીઓની પાસે બાળક અનેક ગુપ્ત કુચેષ્ટાઓ શીખે છે. આ બાળકને માતા અથવા રાણીજીને મુકી ત્રીજા મનુષ્ય પાસે સુવાડેલું નથી, અને આપના વિશ્વાસનું પાત્ર હું વગર બીજા જોડે રાખેલું નથી, કે બહાર મોકલેલું નથી. મહારાજ, રાજ્યકાર્યના ગ્રસ્ત રાજાથી આટલું બધું તો બનવાનું નથી, પણ જે ગુરૂના હાથમાં આ બાળક મુકો તે એ બાળકને ત્રીજાના હાથમાં જવા દે એવું કરશો નહીં.

મહારાજ, ઈન્દ્રના બાળકને બૃહસ્પતિની સતત છાયામાં રાખજો, અને બીજું તો અમ સ્ત્રીયો કરતાં આપ જાતે જ વિચારી જોજો."

બાળકના શરીરરક્ષણાર્થે સ્વચ્છ હવા, સારો ખોરાક, વગેરેની જરૂર તો જાણીતી છે, પણ બાળકને સારી અથવા નઠારી ટેવ પાડવાનો સમય પણ તે જ છે એ એટલું જાણીતું ન હોવાથી તે લક્ષમા રાખવાની ખાસ જરૂર છે. બાળકની માતા શરીરે નીરોગી હોવી જોઇએ, અને તે વાચાળ હોય, સંગીતમા કુશળ હોય, અને સ્પષ્ટ ઉચ્ચાર કરી શકતી હોય તો તેથી બાળકના શરીરનો તથા મનનો વિકાસ વધારે સહેલાઈથી થઈ શકે છે; બાળકને બોલતા શીખવામા વધારે સુગમતા થઈ પડે છે જે આનન્દ મેળવવાનો તેને હક્ક છે તે તે મેળવી શકે છે, અને બાળક ચીઢિયુ કે રોતડું ન થતા હસમુખુ અને પ્રફુલ્લિત રહે છે.

બાળકની ઉમ્મર ૬–૭ વર્ષની થયે તેને નિશાળમાં મૂકવાને માતાઓ આતુર હોય છે, અને એમ કરીને બાળકને ભણાવવાના, કેળવવાના અને કબજામા રાખવાના અઘરા પણ જરૂરના કામમાંથી તેઓ છૂટવાનું યોગ્ય ધારે છે. પણ એ નાની ઉમ્મરમા માતાઓ કેળવાયલી હોય તો બાળકને શીખવવાનો બોજો તેઓના ઉપર વિશેષ રહે એ જ વધારે યોગ્ય છે.

આપણામાં બાળલગ્નનો પ્રચાર હોવાથી સ્ત્રી સાસરે રહેવા માંડે ત્યાર પછી તેના શિક્ષણની કાળજી તેના

પતિએ રાખવી જોઈએ એમ ઘણી વ૨ કહેવામા આવે છે પણ આપણા અવિભક્ત કુટુમ્બમાં, અને તે પણ પતિનો અભ્યાસ જ પૂરો ન થયો હોય તો ઠેકાણે પડવાની તો વાત જ કયાંથી ?–એવા સમયમાં, એ પ્રમાણે શિક્ષણ આપવુ કેટલું મુશ્કેલીભર્યું છે તે આપણે ભૂલી જવું જોઇએ નહીં. એ સઘળી અડચણો વેઠીને પણ મોટી વયે શિક્ષણ આપવાનું કામ પતિ માથે લે તો તેમાં પણ સ્ત્રીઓની અંગત મુશ્કેલીઓને લીધે અનેક જાતના વિઘ્ન આવ્યાં વિના રહેતાં નથી એ સર્વને અનુભવસિદ્ધ છે. માટે એ કેળવણીનો બોજો, મોટે ભાગે માબાપના ઉપર જ રહેવો જોઈએ, જોકે એ વિષયમાં પતિએ તદ્દન બેદરકાર રહેવું એમ તો કહેવાશે નહીં જ.

**કન્યાઓને કેવા પ્રકારનું શિક્ષણ આપવું જોઈએ**

કન્યાઓને કેવા પ્રકારનું શિક્ષણ આપવુ જોઈએ એ વિવાહના વિષયમાં આપણે હવે ઊતરવું પડશે. કેટલાકનું માનવું એવું છે કે સ્ત્રીઓને તો ઘરનું કામ કરવાનું છે, માટે સારી રસોઈ કરતાં અને ગૃહવ્યવસ્થા રાખતાં શીખવું એ જ જરૂરનું છે. દરેક સ્ત્રીને આપણા ગરીબ દેશમાં કરકસરથી ઘર ચલાવતાં આવડવું જોઇએ એમાં તો શક જેવું નથી જ. પણ પતિ–પત્નીની વચ્ચે લગ્નને પરિણામે જે મૈત્રી હોવી જોઇએ તે સધાવવાને માટે શું એટલી જ આવડત બસ છે ? મનુષ્યને દેહ ઉપરાંત આત્મા છે, જમવા ખાવાની સંભાળ રાખનાર અને યોગ્ય રીતે ગૃહવ્યવસ્થા કરનાર

માણસથી જ તેને સન્તોષ થતો નથી, પણ પોતાના જૂદા જૂદા વિચારોમાં ભાગ લેનાર, પોતાને જેમાં રસ પડતો હોય એવા એવા વિષયોમાં ઉત્સાહ રાખનાર, પોતાના હૃદયની અટપટી ગુંચવણો સૂક્ષ્મ બુદ્ધિથી અને નિર્મળ પ્રીતિથી ઉકેલનાર, પોતાની ચિન્તાઓનો ભાર હલકો કરનાર, પોતાની કર્તવ્યબુદ્ધિને સતેજ કરનાર એવી સહાયકની તેને જરૂર છે. એ જરૂરના પ્રમાણમાં ગૃહવ્યવસ્થાની જરૂર ઘણી ઊતરતી છે જડ અને ચેતનમાં જેટલું અન્તર છે તેટલું જ એ બે પ્રકારની જરૂરિયાતમાં છે. મનુષ્યને પોતાના જડ દેહને અર્થે અન્ન-વસ્ત્ર આદિની ઘણી જરૂર છે, પણ તે સિવાય જીવનને સફળ કરવાને માટે વધારે ઊંચી અનેક પ્રકારની સાધનસામગ્રી એને જોઈએ છે. તે જ પ્રમાણે ગૃહસ્થાશ્રમીને પોતાનું ગૃહતંત્ર યોગ્ય રીતે ચાલે એ જરૂરનું છે, પણ એ તંત્રમાં નવો પ્રાણ અર્પનારા, નવું જીવન જગવનારા, નવો ઉત્સાહ રેડનારા, મનુષ્યના હૃદયમાં ઊંડાણ સુધી પહોંચનારા, મન, બુદ્ધિ, નીતિ, અને પ્રીતિના દિવ્ય ગુણોની તેને વધારે જરૂર છે. પતિ અને પત્ની બેઉનાં હૃદય એકબીજા આગળ છૂટથી ઊઘડી શકતાં ન હોય, બેઉને જૂદી જૂદી બાબતોમાં જ રસ પડતો હોય, એકબીજાની ન્યૂનતા પૂરવાને માટે જરૂરના ગુણો ન હોવાને લીધે બેઉને એકબીજા તરફ માન અને સ્નેહની લાગણી ન હોય, તો પછી તેઓનો સંસાર ક્યાંથી સુખી થાય?

'સ્નેહમુદ્રા' નામના કાવ્યગ્રન્થમાં સાક્ષરશ્રી કહે છે તેમ—

"અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દમ્પતી,
વિનિમય કરે નિજ રસ તણો ઉર ઉર આગળ ઉઘડી-
સંસાર સ્વાર્થે અભિન્ન થાતા ભેદનુ કારણ નહિ;
સ્ત્રી પુરૂષની તેથી જ સઉમા મિત્રતા ઉત્તમ કહી
એ મિત્રતા વા સ્નેહ કહો, તે હાર્દ દમ્પતી ભાવનુ;
રસ ઐકયથી ઉત્પન્ન થઈ રસ ઐકયને જ વધારતું,
રસ ઐકય તો નહિ હોય ત્યા કયમ મિત્રતા એ સંભવે?"

ગુણસુન્દરી જેવી કુશળ ગૃહિણી હોવા છતાં વિદ્યાની ખામીને લીધે દંપતીને કેટલો અસંતોષ થાય છે તેનુ ચિત્ર સ્વ. માક્ષગ્રી ગોવર્ધનરામે પોતાની નવલકથાના પહેલા ભાગમા એવું તો આબેહૂબ આપેલુ છે કે તે અત્રે ટાંક્યા વિના ચાલે એમ નથી.—

"તે (ગુણસુન્દરી) જાતે ચકોર તથા ચપળ લાગણી વાળી હતી પતિ ભણેલો અને પોતે અભણ, તેથી કેટલીક વખત પતિ ખરેખરા દુઃખમા ગરકાવ હોય તોપણ તેનું દુઃખ સમજી ન શકતી ઘણું એ પુછે, "વ્હાલા, તમને શું દુઃખ છે?" પણ તેના જવાબમા વિદ્યાચતુર નિઃશ્વાસ નાખી તથા તેને ખભે હાથ નાખી માત્ર એટલુ જ મનમા બોલતો કે "અરેરે! પ્રિય મેના! તું બોલે છે મધુર, પણ મેના જ્યારે મનુષ્યનું દુઃખ સમજી શકશે ત્યારે તુ મ્હારૂં દુઃખ સમજી શકીશ, તને કહેવામા ફળ શુ? મધુર મેના, મ્હારા આસુ જોઈ બાળકની પેઠે માત્ર રોયા કર અને તે દેખાડી મને વધારે રોવરાવ" આવું કહી તે પોતાના પુસ્તકમા કે વ્યવહાર-કાર્યમા જીવ પરોવતો સારા પુસ્તકો

વાંચતાં, નવીન વિચારો સુઝી આવતાં, દેશોન્નતિના સમાચાર સાંભળતાં, અને ઈશ્વરલીલા મનમાં રમી રહેતાં તેનું મુખારવિન્દ આનંદથી ઉભરાઈ જતું. આ વખત તેની સ્ત્રી માત્ર પતિનો મુખચંદ્ર જોઈ રહેતી અને તેને આનંદમાં જોઈ નિર્દોષ પણ અણુસમજ્યા આનંદમાં મગ્ન થતી. પરંતુ કેટલીક વખત તેના મનમાં ખેદ થતો. પતિના સુખ દુઃખમાં ભાગ લેવાય નહીં, વ્હાલામાં વ્હાલાનું અંતઃકરણ ભેદાઈ જતું હોય અને પોતે લાચાર બની જોયાં કરે એ ગુણસુન્દરીને સારૂં ન લાગતું. કેટલીક વખત તેને મન તો સહજ હોય એવા બોલમાંથી-નિર્માલ્ય હોય એવાં કાર્યમાંથી-પતિને સાગરમાં વ્હાણ બુડ્યા જેટલી દીલગીરી થતી. કેટલીક વખત તે મહાભારત પ્રયાસ કરે અને પતિને મન અલ્પ વસે. તેના ખરેખરા ઉત્સાહમાં જાણે માત્ર છોકરવાદી જ હોય તેમ પતિના લેખામાંએ ન આવે. આ સઉ વિચારથી તેના મનમાં મહા ગુંચવારો થતો; અને એ મુઝવણમાં, શું કરવું-શો ઉપાય ખોળવો એ ન સુઝતાં કેટલીક વાર પથારીમા સુતી સુતી, કેટલીક વાર પોતાના શૃંગારગૃહના મેજ ઉપર ઊંધું માથું ઘાલી, કેટલીક વાર બારીમાંથી નદી, મેદાન અને આકાશ ભણી જોતી જોતી અને કેટલીક વાર પતિને ખોળે માથું હોય તેવે વખતે આંખમાંથી આંસુ સારતી અને છાનું છાનું -ઝીણું ઝીણું-રોતી."

રા. લલિત પોતાના 'અનેરી આશા' નામના કાવ્યમાં ઉમંગભેર કહે છે તેમ—

૧

" સ્મિતભરી સહચરી નિરંતર કાર્યધુરધર બનશે;
અંતરનાં કૈં હેત અનેરાં ઉર છલોછલ ભરશે,
ત્યારે અમી ઝમશે; શાંતિમાં દુઃખડાં શમશે;

૨

સન્તત જોડાં જાતભોગથી પરહિતમાં પરવરશે,
અડગ ધૈર્યને શૌર્ય ભર્યા સંતાન હિંદમાં સરશે;
ત્યારે દેવો અવતરશે, વિરલા નરવીર તરવરશે."

સુશીલ, કર્તવ્યપરાયણ, અને સુશિક્ષિત સ્ત્રીના મુખ ઉપર "છાનું છાનું–ઝીણું ઝીણું" રુદન નહીં, પણ ઉપરના કાવ્યમાં જણાવેલું મધુરું સ્મિત કયારે ફરકશે ? અંતરની એ અનેરી ઊર્મિઓ ક્યારે ઊભરાશે ? જાતિભોગ આપીને પણ પરહિતમાં પરવરવાના ઉન્નત વિચારો ઉભયનાં હૃદયમાં ક્યારે જાગશે ? વીર માતાના ઉદરથી "અડગ ધૈર્ય ને શૌર્યભર્યાં સંતાન" કયારે પાકશે ? ગૃહવ્યવસ્થા માત્ર રાખી શકે એટલી જ કેળવણી અપાઈ હોય, રે ! એ વ્યવસ્થાને માટે પણ જરૂર જેટલું શરીરનું આરોગ્ય ન સચવાયું હોય તેવી સ્થિતિમાં આવાં મિષ્ટ ફળો ચાખવાની આશા ક્યાંથી રખાય ? પતિ પરદેશ ગયો હોય તે સમયે એકબીજાને પત્ર લખવાની જરૂર પણ ન પડે, કદાચ કોઈ કારણસર જરૂર પડે તો પત્ર લખવા જેટલું ભાષાજ્ઞાન સ્ત્રીને હોય નહીં, અને સદ્ભાગ્યે પત્રવ્યવહાર ચાલી શકે એટલું ભાષાજ્ઞાન હોય તોપણ ઉભય તરફથી હૃદયનો સાર ઠાલવવાનો, સ્થળનું અંતર મટાડવાનો, સુખદુઃખમાં

ભાગ લેવાનો પ્રયત્ન થવાને બદલે શુષ્ક, નીરસ, અને કૃત્રિમ લખાણુ ચાલતાં હોય એ બનાવ શું સાધારણુ નથી ? હાલની રાજકીય ચળવળને લીધે દેશમાં જે ભારે ઉથલ-પાથલ ચાલી રહી છે તેનો ખ્યાલ પણ જેને ન આવી શકતો હોય એવી ગૃહિણી તરફ પતિને માનની લાગણી ક્યાંથી હોય ? અને એ લાગણી વિના હૃદયની મિત્રતા ક્યાંથી સંભવે ? ઘરેણાં લુગડાંની જૂદી જૂદી ફૅશન વિષે જેટલો ઉત્સાહ રાખવામાં આવે છે, ફલાણાએ જ્ઞાતિભોજન કીધું નહીં અથવા કીધું તો સારૂં ન કીધું એવી વાતચીતમાં જેટલો ઉમંગ રાખવામા આવે છે, નજર ઉતારવામાં, રોવાકૂટવામાં, ઘરેણાં પહેરવા પહેરાવવામાં, બાધા આખડી રાખવામાં, વ્રત–ઉપવાસ કરવામાં, ખોટા ખરચ કરવામાં, પારકાની નિન્દા કરવામાં, બુદ્ધિની વિરુદ્ધ, અરે ! નીતિની પણ વિરુદ્ધ એવી અનિષ્ટ રૂઢિઓને ઝીણી ઝીણી બાબતોમાં વળગી રહેવામાં જેટલો આનન્દ મનાય છે તેનાથી થોડો પણ ઉત્સાહ, ઉમંગ, કે આનન્દ બીજી વધારે ઉપયોગી બાબતોમાં રખાતો હોય તો તેથી દેશને કેટલો લાભ થાય ? આપણા પુરુષો સાહિત્ય, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન વગેરે ઉપયોગી વિષયોનું રસભર્યું અધ્યયન કરે છે ત્યારે આપણી સ્રીઓ એ વિષયોનાં નામ માત્રથી અજાણ હોય છે એ સ્થિતિ કોણ ઇષ્ટ કહેશે ?

"ભાઈ તો ભૂગોળ ને ખગોળમાં રમે છે
પેલીનું તો ચિત્ત ચૂલા માંહ્ય
દેશી ! કો'ની કે'વું આ કજોડું તે કહેવાય ?"

શરીરનાં કજોડાંની આપણે વાત કરીએ છીએ, પણ આવાં મનનાં કજોડાં શું ઓછાં હાસ્યજનક છે? તેથી થતી હાનિ શું લેશ માત્ર પણ ઓછી છે?

એ હાનિ દૂર કરવા માટે સ્ત્રીઓને યોગ્ય શિક્ષણ મળવું જોઈએ. તેઓની બુદ્ધિને ખીલવવી જોઇએ, સ્વતંત્ર રીતે વિચાર કરતાં તેઓને શીખવવું જોઇએ, એ વિચાર પ્રમાણે વર્તન રાખવા જેટલું મનોબળ તેઓમાં આણવું જોઇએ, સત્ય માર્ગમાં નિડરપણે વિચરવા જેટલું નૈતિક બળ તેઓમાં લાવવું જોઇએ, અને ધર્મનું શિક્ષણ આપીને તેઓના આત્માને ઉન્નત કરવો જોઇએ. એ સર્વને માટે સારાં પુસ્તકોનું વાચન એ ઘણું ઉત્તમ સાધન છે. લેડી વિદ્યાગૌરી કહે છે તેમ "બુદ્ધિનો વિકાસ થાય, નીતિની ભાવના ઉચ્ચ થાય, તથા ધાર્મિક વૃત્તિ પુષ્ટિ પામે; મનનું સાંકડાપણું દૂર થાય અને ઉદાર મનોવૃત્તિ થાય; આત્માનો ઉત્કર્ષ થઈ સદ્વર્તન રખાય; અને શુદ્ધ, નિર્દોષ, સ્વાર્થરહિત, શ્રેષ્ઠ આનંદ પ્રાપ્ત કરાય એ વાચનનો હેતુ છે." એ હેતુ સફળ થવાને માટે સ્વભાષાનું સારૂં જ્ઞાન હોવું જોઇએ તે ઉપરાંત, જેને અવકાશ, શક્તિ, અને વૃત્તિ હોય તેણે સંસ્કૃતનું અને અંગ્રેજીનું જ્ઞાન પણ મેળવવું જોઇએ. એ ભાષાજ્ઞાન એવું પરિપક્વ હોવું જોઇએ કે તે તે ભાષાના ઉત્તમ લેખકોના ગ્રન્થ સહેલાઈથી વાંચી શકાય અને સમજી શકાય. માત્ર અક્ષર ઉકેલતાં આવડે એટલું બસ નથી. કેટલાંક વાર્તાઓનાં જ પુસ્તકો વાંચે છે, અને તેમાં પણ વર્ણન કે વિવેચન આવતું હોય તે મૂકી દે છે;

કેટલાંકને ધર્મગ્રન્થોનો જ શોખ હોય છે. પણ એવા એકદેશી વાચનથી ઝાઝો લાભ નથી. માટે સઘળી જાતનાં સારાં પુસ્તકોનો શોખ રાખવો જોઇએ.

લેડી વિદ્યાગૌરીના કહેવા પ્રમાણે "ઈતિહાસ, ભૂગોળ, પદાર્થવિજ્ઞાનનાં મૂળતત્ત્વોનું જ્ઞાન મેળવ્યા વગર કોઈ પણ વિષય પરનાં શિષ્ટ પુસ્તકો પૂર્ણ રીતે સમજી શકાય તેમ નથી. અમુક પરીક્ષા પાસ કરવી જરૂરની નથી. તથાપિ જગતના મહાન્ લેખકોના જ્ઞાનનો અંશ પ્રાપ્ત કરવા તેમના જેટલી સ્થિતિએ પહોંચવું તો શક્ય નથી, પણ તેમનો આશય સારી રીતે સમજીએ એ કોટિમાં આવવું તો જરૂરનું છે જ." અર્થશાસ્ત્ર અને આરોગ્યવિદ્યાના સામાન્ય નિયમો પણ સ્ત્રીઓએ જાણવા જોઈએ. ઘરખર્ચનો હિસાબ રાખતાં, ભરતાં, સીવતાં, ગૂંથતાં, છોકરાંઓની સંભાળ રાખતાં, માંદાઓની માવજત કરતાં તેઓને આવડવું જોઈએ. આનન્દમાં રહેવું અને પોતાનું આરોગ્ય સાચવવું એ પણ ઘણું અગત્યનું કર્તવ્ય છે એમ તેઓએ સમજવું જોઇએ.

છેલ્લી સાહિત્ય પરિષદ્‌માં "સંગીતકળા"એ વિષેના ભાષણમાં રા. કૃષ્ણરાવ ભોળાનાથે આપણા ગુજરાતમાં ચાલતા ગરબા ગરબી વિષે કેટલુંક બોલ્યા પછી કહ્યું હતું કે, "આ ગરબા ગાવાનું કાર્ય ઘણે અંશે સ્ત્રીયોનું છે. પુરૂષો તે પ્રમાણે ફરીને ગરબા ગાય તો શોભતું નથી. ગરબા ગાવા માટે સ્ત્રીયોની વિશેષ યોગ્યતા છે તેવી જ રીતે એકંદર સંગીતકળા માટે પણ સ્ત્રીયોની કાંઈક વિશેષ

યોગ્યતા લાગે છે. અવશ્ય કરીને કોમળ ભાવનાં ગીત માટે એમની યોગ્યતા વિશેષ છે. આપણા દેશમાં જે સ્ત્રી વર્ગમાં સંગીતકળા ધંધા તરીકે દાખલ થઈ છે તે સ્ત્રી વર્ગ નીચી પંક્તિના છે; તે સ્ત્રીયોની નીતિ ઘણે અંશે શિથિલ હોય છે તેને લીધે એ વર્ગની સ્ત્રીયોના સંગીત તરફ હાલના જમાનામાં અરૂચિ ઉત્પન્ન થઈ છે, તેને લીધે સંગીતકળાની એકંદર ઉપેક્ષા આપણા દેશમાં થઈ ગઈ છે......આમ સ્ત્રી વર્ગને ઉત્તેજન ન આપવાની સાથે આપણા દેશમાં કુટુમ્બના સ્ત્રી વર્ગમાં સંગીતકળાનો પ્રચાર કરવાનું આપણું કર્તવ્ય છે. નીચા વર્ગની સ્ત્રીયોના સંગીતથી અનીતિનો પ્રચાર થતો નથી, કારણ કે સંગીતથી તો નીતિની વૃદ્ધિ થવાનો સંભવ છે. પરન્તુ તે વર્ગની સ્ત્રીયોના સહવાસથી સંગીતશ્રવણને પ્રસંગે, સંગીતશ્રવણને બ્હાને, અને જે પદ્ધતિથી તેમનું સંગીત કુટુમ્બોમાં થાય છે તે પ્રકારથી અનીતિનો સંભવ છે એ નિર્વિવાદ છે, પરન્તુ તે વર્ગને ઉત્તેજન આપવું બંધ કરવાની સાથે સંગીતને પણ આઘાત લાગે એ શોચનીય છે. સંગીતકળા કુટુમ્બમાં પુરૂષોમાં અને સ્ત્રીયોમાં વધારે પ્રચાર પામશે તો જ નીચ વર્ગની સ્ત્રીઓની સંગીતની અપેક્ષા ઓછી થશે અને તે વર્ગથી થતી અનીતિનો નાશ થશે."

નૈતિક કેળવણી

એ સિવાય, સ્ત્રીઓને ઉત્તમ ગૃહશિક્ષણ અપાવવું જોઈએ, સારાં નીતિનાં પુસ્તકો, સીતા, સાવિત્રી, દમયન્તી વગેરે સાધ્વી સ્ત્રીઓનાં ચરિત્રો

તેઓના હાથમાં મૂકાવવાં જોઈએ, અને માતા તરફથી સ્ત્રી તરીકેના ધર્મનો ઉપદેશ પણ તેમને થવો જોઈએ. સાસરે મોકલવાની જેટલી ઉતાવળ કરવામાં આવે છે અને તે વિષે જેટલી કાળજી રાખવામાં આવે છે તેટલી ઉતાવળ અને તેટલી કાળજી શ્વશુર કુટુમ્બમાં કેવી રીતનું વર્તન રાખવું એ વિષે ઉપદેશ આપવામાં નથી રખાતી એ જો સિદ્ધ ન હોત તો આ લેખમાં તે તરફ લક્ષ દોરવાની જરૂર પડત નહીં. પણ વસ્તુસ્થિતિ એવી છે કે સાસરામાં પતિ વગેરે સમ્બન્ધીઓની સાથે કેવી રીતનું વર્તન રાખવું અને તેના તરફ શી શી ફરજો બજાવવાની છે તે સમજાવવાને બદલે ક્વચિત્ ક્વચિત્ "સ્ત્રીસ્વાતંત્ર્ય," "સમાન હક્ક" વગેરેના મિથ્યા બકવાદથી તેના મગજમાં પોતાનાં ખરાં કર્તવ્યો વિષે ભારે ગુંચવણ ઉત્પન્ન કરવામાં આવે છે, અને સમાન કે ઊતરતી સ્થિતિની અજ્ઞાન બાળકીઓના સંગથી એ ગુંચવણ દૂર થવાનો સંભવ નથી. વિલાયતમાં પણ રાજદ્વારી બાબતોમાં સ્ત્રીઓના હક્ક વિષે કેટલેક મતભેદ પડયો છે તે પરથી સમજાશે કે ત્યાંના 'સુધરેલા' લોકોમાં પણ સમાનતાના વિચાર કંઈક મર્યાદિત છેઃ અને સંસાર-વ્યવહારમાં પણ પુરુષ અને સ્ત્રી ઉભય એકબીજાથી તદ્દન સ્વતંત્ર હોય છે એમ નથી હોતું. કેટલીક યુનિવર્સિટીમાં, ઊંચી પરીક્ષામાં પાસ થનારી સ્ત્રીઓને ડિગ્રી (પદવી) આપવી કે નહીં તે વિષે પણ મતભેદ હોય છે. "ઇંડિયન લેડીઝ મેગેઝીન"માં એક અંગ્રેજ બાઈ લખે છે તે પ્રમાણે,

"In the long run, whatever suffragettes may say, men rule." (મતાધિકારને માટે લડનારી સ્ત્રીઓ ગમે તેમ કહે, પણ આખરે પુરુષની જ સત્તા ચાલે છે.) એ પરથી સ્ત્રીને દાસી જેવી ગણવાનો કે તેને સલાહકાર ન ગણતા માત્ર આજ્ઞાધારિણી જેવી માનવાનો પુરુષનો ધર્મ છે એમ સૂચવવાનો લેખકનો આશય નથી, તેમ જ 'પતિ ઊંઘે પછી ઊંઘવું અને ઊઠે ત્યાર પહેલાં ઉઠવું, પતિએ જેમાં ભોજન કર્યું હોય તે જ થાળીમાં જમવા બેસવું,' વગેરે સૂક્ષ્મ નિયમોના પાલન વિષે આગ્રહ રખાવવો જોઇએ એવું સૂચવવાનો પણ લેખકનો હેતુ નથી. જ્યાં સ્નેહ હોય ત્યાં સ્વાભાવિક રીતે જેવા પ્રકારનું વર્તન રખાય તેને માટે વિસ્તૃત નિયમો કર્યાથી કૃત્રિમતા આવી જાય છે અને સ્નેહના સૂચક તરીકે એ વર્તનની ખુબી પણ નષ્ટ થાય છે. એ કૃત્રિમ નિયમોનુ સખ્ત પાલન થતું હોય છે અથવા થવું જોઇએ એમ માનવું એ મૂર્ખાઇ-ભરેલું છે. એક વાર જે થાળીમાં પતિએ ભોજન કીધું હોય તેમાં જ ફરીથી બેસવાનું તેને પોતાને કહેવામાં આવે તો તે તેને રુચે કે નહીં એ સંશયભરેલું છે, પણ તેથી તેને પોતાની જાતને માટે તિરસ્કાર છે એમ માનવાનું લેશ માત્ર પણ કારણ નથી. એ નિયમો માત્ર સ્ત્રીઓ પતિ તરફ માનની અને સ્નેહની લાગણીથી જુએ છે અથવા એવી લાગણીથી જોવું જોઇએ એટલું જ

જ્યાં એ માન અને સ્નેહ હોય

ત્યાં એ નિયમોના સખ્ત પાલન વિષેનો આગ્રહ નકામો છે. જ્યાં એ લાગણી ન હોય ત્યાં એવી કૃત્રિમતા કેવળ અર્થહીન–નિરર્થક છે.

આપણા અવિભક્ત કુટુમ્બમાં પતિ ઉપરાંત બીજા સમ્બન્ધીઓ તરફ પણ સ્ત્રીને જૂદા જૂદા ધર્મ બજાવવાના છે. તેણે સહનશીલતા રાખવી જોઈએ, મધુરભાષિણી થવું જોઈએ, અને ગૃહકાર્યની કુશળતા આદિ વડે સર્વ કુટુમ્બીઓને સંતોષ આપવો જોઈએ. સંસારમાં અનેક પ્રસંગો એવા આવે છે કે જ્યારે ગમે તેવી સંભાળ રાખ્યા છતાં પણ કેટલુંક વર્તન સર્વને અનુકૂળ ન પડે એવું થઈ જાય છે. સારા હેતુથી અમુક કાર્ય કરવામાં આવ્યું હોય તે પણ કેટલાકને વાંકું પડે છે, અને કેવળ નિર્દોષપણે બોલાયલા બોલમાં પણ કંઇક દુષ્ટ માર્મિકતા કલ્પવામાં આવે છે. જ્યાં છોકરાંની જંજાળ ઉમેરાઈ કે તેની સાથે તેના પ્રમાણમાં એવા એવા વિકટ પ્રસંગોની સંખ્યામાં પણ વધારો થાય છે. આવા પ્રસંગનું દુઃખ કેવું અસહ્ય હોય છે તે અનુભવ વિના સમજવું મુશ્કેલ છે. એવે પ્રસંગે તે સ્ત્રીને પતિ સિવાય અન્ય કોણ આશ્વાસન આપવાનું હતું ? પતિને ઘરની નાની નાની ખટપટોથી વાકેફ કરીને દુઃખી ન કરવો એવા વિચારની બુદ્ધિમતી સ્ત્રીને પણ એવા બારીક સમયે તેના સાહાય્યની જરૂર પડે છે. પતિ સારો, સમજુ અને સમર્થ હોય તો તેવે વખતે તેની સલાહથી, રે! તેના સ્નેહ માત્રના આવિર્ભાવથી તે સ્ત્રીના હૃદયનો ભાર કેટલો હલકો થાય

છે! તેની મુઝવણ કેવી ક્ષણવારમાં ટળી જાય છે! હૃદયનું મંથન કરનારાં સઘળાં દુઃખો કેવી ત્વરાથી ભુલી જવાય છે! પોતાના જેવું સુખી કોઈ નથી એમ વિચાર આવીને દુઃખમાં ડુબાતું હૃદય, શોકથી કરમાયલું વદન કેવું પ્રફુલ્લિત થાય છે! એ સુખકર સ્થિતિનું ચિત્ર ઘણું રમણીય છે. દામ્પત્યસુખની પરાકાષ્ઠા એમાં આવી જાય છે. એ સુખ અનુભવનારીના હૃદયમાં તે ક્ષણે એમ જ થાય છે કે જ્યાં સુધી મારા પર અને મારાં બાળકો પર સ્નેહ રાખવાને મારા પતિની તત્પરતા છે ત્યાં સુધી મારે અન્યની શી પરવા છે!

"સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જુદી;
અજબ આકર્ષણે ખેંચાય સાંકળ એજ જુદી"

એ પંક્તિનું ખરૂં રહસ્ય તેને ત્યારેજ સમજાય છે. એ સમયે 'મારો પ્રેમાળ પતિ અને મારાં નિર્દોષ બાળકો સિવાય બીજું મારૂં કોઈ નથી, એના તરફનો ધર્મ હું યોગ્ય રીતે બજાવું એટલું જ બસ છે, બીજાં કોઇની મારે કંઈ પણ નિસ્બત નથી' એમ તે સ્ત્રીને લાગે છે. આ વિચારમાં દૃષ્ટિમર્યાદાનો સંકોચ તો ઉઘાડો છે, પણ એ વિચારથી જે આશ્વાસન મળે છે તે, અવલમ્બનની હૃદયને જ્યારે ખરી જરૂર હોય છે ત્યારે મળતું હોવાથી અમોલું થઇ પડે છે. પણ તે છતાં પ્રેમી હૃદયની એ માત્ર ભ્રમણા જ છે એમાં શક જેવું નથી. એ સ્થિતિમાં અન્ય કુટુમ્બીઓના તરફનું કર્તવ્ય ક્ષણવાર ભુલી જવાય એ સ્વાભાવિક જ છે, પણ

તેથી તે કર્તવ્ય નષ્ટ નથી થતું. સાસરાનાં સમ્બન્ધીઓ તેમ જ પીયરનાં સમ્બન્ધીઓ, માતપિતા, ભાઈબેન વગેરે સર્વની તરફનાં કર્તવ્યો મોટું મન રાખીને યોગ્ય રીતે બજાવવાં એ જ સ્ત્રીનો સાચો ધર્મ છે, એટલું જ નહીં પણ કુટુમ્બની પાર જઈને સમાજના સામાન્ય લાભના વિચાર પણ છેક દૃષ્ટિબિન્દુથી તેણે આઘા ખસેડવા જોઈએ નહીં. ગૃહિણી તરીકેના ધર્મ બજાવતાં આડકતરી રીતે જે સમાજનું તથા દેશનું કલ્યાણ સધાય છે ને ઉપરાંત અનુકૂળ સંજોગોમાં સાદી રીતે પણ જે કંઈ સમાજસેવા બની શકે તે કરવાનો ધર્મ દરેક સ્ત્રીએ સમજવો જોઈએ. "સેવાસદન" જેવી સંસ્થાની સ્થાપનાથી એવા પ્રકારની કર્તવ્યબુદ્ધિ આપણી મહિલાઓમાં સતેજ થાય તો તે લાભ જેવો તેવો નથી.

કેળવણીમાં વિઘ્ન કર-નારા કેટલાક રિવાજો

"હિંદુસ્તાની રીવ્યુ"માં પ્રસિદ્ધ થયેલા બનારસ કૉલેજના પ્રિન્સિપાલના હિંદુસ્તાન-ની સ્ત્રીઓની કેળવણી વિષેના લેખમાં એ અંગ્રેજ બાનુએ હોજલ પડદાના રિવાજ વિરુદ્ધ ટીકા કરેલી છે. આપણામાં હોજલ પડદાનો રિવાજ નહીં, પણ તેને ઘણે અંશે મળતો લાજ કાઢવાનો રિવાજ છે, અને તેના કારણ તરીકે જે સ્ત્રીઓના સ્વભાવનો અણભરોસો માલમ પડે છે તે પણ છે, તેથી એ વિષે એ વિદુષી બાઈના વિચારો નીચે ટાંકવા યોગ્ય ધાર્યા છેઃ–

"હિંદુસ્તાનના પુત્રો કેળવાય છે, અને સારી રીતે

કેળવાય છે. પશ્ચિમની સઘળી વિદ્યાનાં દ્વાર હિંદુસ્તાનમાં છોકરાને માટે ખુલ્લાં છે. તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, વૈદકશાસ્ત્ર, એ સઘળું એ શીખી શકે છે. પણ બિચારી છોકરીનું શું? તેની કેળવણી માટે એટલી સંભાળ લેવામાં આવે ખરી? મી. રોમેશચંદ્ર દત્ત કહે છે કે વિકટોરિયા રાણીના રાજ્યના છેલ્લા વર્ષમાં બ્રિટિશ ઈંડિયામાં નિશાળમાં જતી છોકરીઓની સંખ્યા દસ લાખ કરતાં કંઈક ઓછી હતી. એ કહે છે તે પ્રમાણે ખરૂં છે કે "આ આંકડો હિંદુસ્તાનની સ્ત્રીકેળવણીના ફેલાવા વિષેની ખરી સ્થિતિ બતાવતો નથી," પણ ઘરોમાં ખાનગી રીતે શિક્ષણ અપાતું હોય, અને નીચલી વર્ણમાં થોડી ઘણી ધાર્મિક કેળવણી અપાતી હોય તેને માટે ઘટતી છૂટ મુકીએ, તોપણ એટલું તો તે છતાં કબૂલ કરવું પડશે કે હિંદુસ્તાનમાં છોકરીની કેળવણી એના ભાઈની કેળવણી કરતાં ઓછી છે. એનાં કારણોને હિંદુસ્તાનના ધાર્મિક અને સાંસારિક જીવન સાથે ઘણે ભાગે સૂક્ષ્મ સમ્બન્ધ છે. મેં ઉપર કહ્યું છે તે પ્રમાણે છોકરીને માટે કુંવારાં રહેવું એ ગેરઆબરૂ ભરેલું ગણાય છે, અને તેને પરિણામે ૧૧ કે ૧૨ વર્ષની કન્યાને પરણાવી દેવી એ વ્યાજબી ગણાય છે. લગ્ન પછી હોજલ–પડદાના સવાલને લીધે અને દેશના કેટલાક ભાગમાં ખાસ કરીને પરણેલી છોકરીને કોઈ પણ રીતની છૂટ આપવા સામું જે ખોટો વિચાર ઘુસી ગયો છે તેને લીધે મુશ્કેલીમાં ઘણો વધારો થાય છે. આ ગંભીર વિષય ઉપર હિંદુસ્તાનના હરેક વેર, બાપ, અને ભાઈનું હું લક્ષ ખેંચવા

માગું છું. ઉંચી કોમની 'હિંદુસ્તાનની દરેક સ્ત્રી ઉપર સખ્ત ચોકી પહેરો રાખવાની જે જરૂર પડે છે તે એ જાતિની નીતિ અને પવિત્રતા વિરુદ્ધ મજબૂત સાખ પૂરે છે. આપણે બધા જાણીએ છીએ કે પુરુષો અને સ્ત્રીઓના કોઈ પણ મોટા મંડળમાં કેટલાંક માણસ એવાં નીકળી આવે કે જેના નીતિ વિષેના વિચારો અને ખ્યાલો છેક ઊતરતા હોય. અલબત્ત, એવાં માણસોથી પુરુષો અને સ્ત્રીઓ પોતાનું રક્ષણ કરે એ વ્યાજબી છે. 'દરેક સાધુ પુરુષની ફરજ છે કે જાતિના પવિત્રતાના ધોરણને નીચું કરનારને કોઈ રીતે પણ ટેકો ન આપવો. પણ કેટલાક દુષ્ટ હોય માટે એ દુષ્ટતાનું કલંક બધાંને જ શા માટે ચોંટાડવું ? નક્કી, હિંદુસ્તાનના પુરુષો બીજા દેશના પુરુષો જેટલા જ શુદ્ધ ગણાવા જોઈએ. પણ જો પુરુષો સ્ત્રીને ભાઈ, બાપ કે વરની સાથે પણ જાહેરમાં ન નીકળવા દે તો તે પરથી એમ માલૂમ પડે છે કે તેઓને પોતાની જાત ઉપર બીલકુલ ભરોસો નથી. સ્ત્રીઓને ગોંધી રાખવાની આ રૂઢિ હિંદુસ્તાનના કોઈ જુલ્માતના કાળમાં ઊભી થઈ હશે એમ હશે; તે વખતે એ જરૂરની હશે એમ પણ ખરૂં. પણ એમ કહેવું કે "સ્ત્રીજાતિનો સ્વભાવ જ એવો છે કે આ શાન્તિના કાળમાં પણ તેઓને એકાન્તમાં રાખવાં એ જ સલાહભર્યું છે" એ તો એક જાતનો એવો અણભરોસો બતાવી આપે છે કે જેને માટે પુરુષ જાતિ અને વ્યક્તિ બન્નેએ શરમાવું જોઈએ. સ્ત્રીઓની પવિત્રતાને માટે જે ઘણું બોલાયું અને લખાયું છે તે માત્ર અર્થહીન

બકવાદ છે. પવિત્ર રહેવું એનો અર્થ પાપનું અજ્ઞાન અથવા વિલોભન–લાલચની ગેરહાજરી એવો નથી થતો, પણ મનની એવી સ્થિતિ હોવી જોઇએ કે જેથી પાપતરફ સ્વાભાવિક જ તિરસ્કાર આવે એક બાળક ચોરી કરતાં ન શીખે એવા હેતુથી શું આપણે ચોરી કરવાની લાલચ ઉત્પન્ન થાય એવી સઘળી વસ્તુઓ એનાથી દૂર રાખીએ છીએ ? આપણે તેનું નૈતિક બળ એટલું વધારવાને પ્રયત્ન નથી કરતા કે જેથી એ બાળકના મનથી ચોરવાની લાલચ દૂર રહે ? "સ્ત્રી જાતિ નિર્બળ છે, એનો સ્વભાવ એવો છે કે ફસાવાનો પ્રસંગ આવતાં તે ફસાયા વગર રહે નહીં," એવો વિચાર અહોનિશ પુરુષના મનમાં રમ્યાં કરતો હોવાથી પરિણામ એ થયું છે કે જાતિના વિકાસને હાનિ પહોંચી છે અને ઉભયં પક્ષનો એકબીજા તરફ અણભરોસો ઉત્પન્ન થયો છે. ઘરમાં પોતાનાં નાની વયનાં ભાંડુઓની સલાહકાર અને દોરવનાર તરીકે, પોતાનાં મોટી વયનાં ભાંડુઓની સાથી અને સખી તરીકે સ્વચ્છન્દે ઘૂમતી પ્રાચીન કાળની હિંદુસ્તાનની સ્ત્રી હાલમાં ક્યાં છે ? જીવનના શ્રમમાં ભાગ લેનાર, સાથીને માટે દૂરના પ્રદેશોમાં ભટકવાને સ્વતંત્ર એવી સાવિત્રી હાલમાં ક્યાં છે ? પુરુષ એકલો રહે તે સારૂં નહીં, તેમ જ સ્ત્રીજાતિને સંસાર તરફ વિશાળ દૃષ્ટિથી જોવાની શક્તિ જેથી આવી શકે તેવો અવર જાતિની સાથે વ્યવહાર ન હોય તે પણ સારૂં નહીં. પોતાના ઘરના જ પુરુષોને છૂટથી અને ખુલ્લા મનથી મળતાં, તેની સાથે ગાઢા સ્નેહ અને સમ્બન્ધ

રાખતાં સ્ત્રીને શા માટે રોકવી જોઈએ ? એવા વ્યવહારથી જીવનની તરફ દરેક રીતે તે વિશાળ દૃષ્ટિથી જોતાં શીખશે, અને પોતાનાથી બહારના વિષયો તરફ તેનું મન ખુલ્લું રહેશે. પુરુષોએ એકલાં રહેવુ એ ખોટું છે, પણ સ્ત્રીઓએ એકલાં રહેવું એ તેથી પણ વધારે ખોટું છે. એના સઘળા વિચારોનો કુટુમ્બના સાંકડા પ્રદેશમાં જ સમાસ થાય છે, અને માત્ર પોતાના જેવી—અરે પોતાથી પણ અજ્ઞાન એવી ચાકરડીઓ—ના સહવાસમાં જ એનો સમય જાય તો ઘરના પુરુષોને કુટુમ્બની સ્ત્રીઓમાં બુદ્ધિની સમાનતા ન જણાય, અને તેઓના તરફ ઘણોએ પ્રેમ હોય છતાં માનસિક તૃપ્તિને અર્થે ઘર બહાર જવાની જરૂર પડે તેમાં નવાઈ જેવું નથી. હિંદુસ્તાનનુ કૌટુમ્બિક જીવન જોવાનો જેને લાભ મળ્યો હોય તેનું લક્ષ સ્ત્રીઓના અને પુરુષોના જીવનની વચ્ચે જે વિશાળ અન્તર છે તે તરફ ખેંચાયા વિના રહ્યું નહીં હોય. પુરુષો પોતાના માનસિક અને રસિક વ્યાપારોમાં ગુંથાયલા રહે છે, પણ કુટુમ્બની સ્ત્રીઓથી તદ્દન અલગ રહીને પોતાનું એ કામ તેઓ કરે છે. કોઈ ઘણા મોટા પ્રસંગોએ જ સ્ત્રીઓને પુરુષના આનન્દમાં ભાગ લેવા દેવામાં આવે છે; પણ તે સુદ્ધાં પડદાની પાછળ મહીસલામતીમાં અને એકાન્તમાં રહીને ! જો તેઓને મુસાફરી કરવાની હોય તો તેઓ કેવાં નિરાધાર બને છે ! અને જૂદાં જૂદાં સ્થળોના દર્શનથી જે લાભ થાય તેનો મોટો ભાગ તેઓને મળતો નથી. હિંદુસ્તાનની સ્ત્રી એવાં બન્ધનમાં રહે એ શું જરૂરનું

છે? તેના પોતાના પ્રદેશમાં પુરુષની સહચરી તરીકે તેને યોગ્ય સ્થાન નહીં મળશે? સંસારના વ્યવહારમાં અને બુદ્ધિની કેળવણીમાં સ્ત્રીને શું પુરુષની ભાગિયણ તરીકે ઘટતી પદવી નહીં મળે?"

છેવટે સ્ત્રીઓને ઉદ્દેશીને વૉલ્ટર સૅવેજ લૅન્ડૉરના શબ્દોમાં આપણે એટલું જ કહીશું કે એ નાજુક અને સુંદર સ્તંભો આપણી સમાજરૂપી ઇમારતની શોભારૂપ જ નહીં, પણ આધારરૂપ છે. માટે સ્ત્રીઓની કેળવણીની બાબતમાં પુરુષોની કેળવણીના જેટલી જ બલ્કે તેથી પણ વધારે ખંત રાખવી જોઇએ કે જેથી કેળવાયલી માતાઓના ઉત્તમ શિક્ષણનો લાભ મેળવીને આપણાં સન્તાનો ખરા દેશાભિમાનથી ગાજી ઊઠે કેઃ—

"ધમ ધમ ધરણી ધ્રુજવીશું
અમ દેશ તણાં કરી ગાન;
જય જય જયનાદ કરીશું,
દઇશું મોંઘા અમ પ્રાણ;—
એ ભક્તિ વસી ઉર તે શી
દેજો શક્તિ પરમેશ!
અમે દેશી, દેશી, દેશી!
ઓ દિવ્ય અમારો દેશ."

("સુન્દરીસુબોધ" સ. ૧૯૬૫, ફાલ્ગુનથી આષાઢ)

ચાલુ વર્ષના અક્ટોબર માસની ૨૩મી અને ૨૪મી તારીખે આપણા પ્રાન્તની 'સંસારસુધારા પરિષદ્' અમદાવાદમાં ધી ઑનરેબલ પ્રિન્સિપલ પરાંજપેના અધ્યક્ષપણા હેઠળ મળશે તે વખતે સંસારસુધારા વિષેના, ખાસ કરીને આપણા પ્રાન્તને લગતા, વિવિધ પ્રશ્નો વિષે ચર્ચા કરવામાં આવશે અને બાળલગ્ન, સ્ત્રીકેળવણી, વિધવાવિવાહ, વગેરે વિષયો ઉપર કેટલાંક સારાં સારાં ભાષણો થયા પછી તે સમ્બન્ધી ઠરાવો પસાર કરવામાં આવશે. પરિષદ્‌ના કાર્યવાહકો જો ખાસ કાળજી રાખશે તો પરિષદ્‌ની બેઠકમાં સ્ત્રીઓની સંખ્યા પણ સારી જોવામાં આવશે, અને એકંદરે દેખાવ ઘણો રમણીય થશે. પરિષદ્‌ની બેઠકને આપણે માત્ર બે દિનના તમાશા તરીકે જ ગણીએ તોપણ તે તમાશો જોવા લાયક થશે એમાં કંઇ સંશય નથી.

આ સ્થળે સ્વાભાવિક રીતે પ્રશ્ન ઊઠે છે કે પ્રતિવર્ષે સુધારા પરિષદ્‌ની જે બેઠકો થાય છે તે માત્ર એકબે દિવસનો તમાશો જ હોય છે કે તેનું કંઈ સંગીન પરિણામ આવે છે ખરું ? એ પરિષદ્‌ની બેઠકોથી દેશની ઉન્નતિના કાર્યમાં કંઈ પણ મહત્ત્વની મદદ જો ના મળતી હોય તો તો પ્રતિવર્ષે એવી બેઠકોની પાછળ જે શ્રમ લેવામાં આવે છે અને જે ધાંધળ મચાવવામાં આવે છે તે તદ્દન નકામાં છે એવું ઘડીભર આપણને લાગ્યા વગર રહે નહીં. સુધારકો વારંવાર આપણને ઠોકી ઠોકીને કહે છે કે "સુધારો દિનપ્રતિદિન આગળ ને આગળ વધતો જાય છે, અને તેની ગતિ કોઈથી પણ રોકી શકાવાની નથી." આ વચનોમાં જે અડગ નિશ્ચય, જે દૃઢ વિશ્વાસ, અને જે સાચા દિલનો ઉત્સાહ આપણા જોવામાં આવે છે તે ખરેખર સ્તુતિને પાત્ર છે, અને પ્રજાના આગેવાનો તરફથી સંસારસુધારાનું ભગીરથ કામ ઉપાડી લેવામાં આવ્યા પછી એ સમારંભનું તાબડતોબ કંઈ પણ પરિણામ ન આવતું હોય તોપણ હાથમાં લીધેલા કામની પાછળ ખંતથી મંડ્યા રહેવાને માટે આવો નિશ્ચય, આવો વિશ્વાસ, અને આવો ઉત્સાહ ઘણો જરૂરનો છે એની કોઇથી પણ ના પાડી શકાશે નહીં. પણ ખરી વસ્તુસ્થિતિ શી છે તેનો શાન્ત ચિત્તે વિચાર કરીએ તો તો આપણને એમ લાગ્યા વગર રહેતું નથી કે ઉપલાં વચનો પૂરેપૂરાં સાચાં નથી. સુધારો જો આગળ વધતો હોય તો પણ તે ઘણો ધીમે ધીમે આગળ વધે છે, અને કેટલીક વાર તો તેની ગતિ એટલી

બધી પ્રીસી આપણને જણાય છે કે તે છે કે નહીં તેના જ વિષે આપણને સંશય પડી જાય છે.

સંસારસુધારાની હિલચાલને અંગે આપણા સમાજમાં સ્ત્રીઓની સ્થિતિ કેટલી સુધરી છે એ એક જ પ્રશ્ન આપણે લઈએ તો તેનો સન્તોષકારક જવાબ આપતાં આપણને ઘણી ગુંચવણ લાગ્યા વગર રહેશે નહીં. સ્ત્રીઓનો જન્મ થતાં જ 'રાંડ પથરો' એવા એવા શબ્દો તેના સમ્બન્ધમાં વપરાતા હજી પણ આપણાં ઘરોમાં નથી સાંભળવામા આવતા ? એ જન્મ પામેલી કન્યાઓનાં શારીરિક, માનસિક, અને આધ્યાત્મિક વિકાસને માટે આપણે કેટલી કાળજી રાખીએ છીએ ? સારાં સારાં વસ્ત્રો અને નાના નાના અલંકારોની ટાપટીપ કરીને તાલમેલિયું સૌન્દર્ય તેઓને અર્પવામાં આપણે કશી કચાશ નથી રાખતા, પણ જે સૌન્દર્ય સંપૂર્ણ આરોગ્યથી જ આવી શકે તે પ્રામાણિક સૌન્દર્ય તેઓમાં કેટલું જોવામાં આવે છે ? છોકરાઓને ભણાવવાની આપણે જેટલી કાળજી રાખીએ છીએ તેના પ્રમાણમાં છોકરીઓને ભણાવવાની આપણે કેટલી કાળજી રાખીએ છીએ ? જીવનના વ્યવહારમાં સ્ત્રીઓ ઉપયોગી થાય, પોતાની ખાસ ફરજો તેઓ યોગ્ય રીતે બજાવી શકે, પોતાના સાસરાના અનેક સમ્બન્ધીઓની સાથે હળીમળીને તેઓ પોતાનો સંસાર નીભાવી શકે; જગતના મોટા મોટા બનાવોથી તેઓ અજ્ઞાન ન રહે, સમાજને હિતકારી પ્રશ્નોનો તેઓ વિચાર કરી શકે, પોતાના સ્વામીની તેઓ ખરેખરી મદદગાર

થાય, એવી સાધનસામગ્રીથી સંપન્ન થયેલી કેટલી સ્ત્રીઓ આપણા સમાજમાં જોવામાં આવે છે? 'બૈરાંઓ આ વાતમાં શું સમજે?' એવાં તિરસ્કારભર્યાં વચનો સુશિક્ષિત પુરુષોના મુખમાંથી પણ નીકળતાં હવે તદ્દન બંધ થઈ ગયાં છે એવું કોણ કહેશે? કોઈ પણ બાબતમાં, સ્ત્રીની સલાહ લેવી એમાં એક જાતનું નાનમ સમાયલું છે, એવો વિચિત્ર ખ્યાલ આપણા પુરુષવર્ગમાંથી તદ્દન જતો રહ્યો છે ખરો? અને જેઓ પવિત્ર પ્રેમના જુસ્સાને લીધે કે પત્નીની બુદ્ધિ માટેના ઊંચા અભિપ્રાયને લીધે સ્ત્રીની સલાહ ક્વચિત્ ક્વચિત્ લે છે તેઓ પણ પોતાને હાથે કંઈ અયોગ્ય કૃત્ય થતું હોય, પોતાની બુદ્ધિને નાનમ લાગી જાય એવી કોઈ ગંભીર ભૂલ થતી હોય, પોતાના પુરુષત્વને એબ લાગે એવું કોઈ બાયલું કામ પોતાનાથી થતું હોય તેવી રીતે સ્ત્રી તરફથી પોતાને મળેલી સલાહને જેમ બને તેમ છૂપાવવાનો પ્રયત્ન કરતા નથી જોવામાં આવતા? વળી, સત્ય, સ્નેહ, વિવેક, ઉદારતા એવા એવા અનેક સદ્ગુણોનો જેથી વિકાસ થાય એવું ધર્મ અને નીતિનું ઊંચું શિક્ષણ કેટલા ઘરોમાં અપાતું આપણે જોઈએ છીએ? સતીત્વના રક્ષણને માટે 'અવિભક્ત કુટુંબ'નો મજબૂત કિલ્લો આપણને ઘણો મદદગાર થઈ પડે છે એ નિઃસંશય ખરું છે, પણ જો સમાજમાં પુરુષવર્ગની સાથે જરા વધારે પરિચયમાં આવવાથી પણ સ્ત્રીઓને બાધ રહેતો હોય તો સમાજના આરોગ્યનો પાયો કાંઈ

લૂલો તો ખરો જ, અને અન્ય પ્રજાના ચારિત્ર્ય ઉપર આપણે આક્ષેપ કરીએ તે કદાચ વ્યાજબી હોય તોપણ તેથી કંઈ આપણી એ ખામી બિલકુલ ઓછી થવાની નથી. એ ખામી દૂર કરવાનો એક જ ઉપાય છે—નારી-પ્રતિષ્ઠા. એ નારીપ્રતિષ્ઠા આપણા સમાજમાં નથી, અને **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः।** એ મનુ ભગવાનના શ્લોકનો એકેએક નિબન્ધમાં આપણે ઉપયોગ કરીએ તેટલાથી એ નારીપ્રતિષ્ઠા આપણામાં આવવાની નથી યોગ્ય કેળવણી પ્રાપ્ત કરીને સ્ત્રીઓ જાતે જ્યારે પોતાનું ગૌરવ સમજતી થશે ત્યારે જ એ નારીપ્રતિષ્ઠા આપણામાં આવશે.

એ 'સ્ત્રીકેળવણી' હજી કયાં છે ? એટલું કબૂલ કરવું જોઈએ કે હાલ કેટલોક વખત થયાં આપણા દેશમાં એ સમ્બન્ધે કંઈક ચળવળ શરૂ થઈ છે અને સ્ત્રીકેળવણીની આવશ્યકતા છે એટલું સત્ય હવે લોકો જરા જરા સમજવા લાગ્યા છે. સુધારાના અગ્રણી પ્રો. કર્વેએ તો સ્ત્રીઓ માટેના વિશ્વવિદ્યાલયની યોજના ઘડી કાઢીને ઘણા અલ્પ સમયમાં તે યોજનાનો અમલ પણ કરી દીધો છે. એ યોજનામાં સ્ત્રીઓને પોતાના ભવિષ્યના જીવનમાં ઉપયોગી થાય એવી સાધનસામગ્રીથી સંપન્ન કરવાનો અને કન્યાઓના મગજ ઉપર વગર કારણનો બોજો ન પડે તેટલા માટે કેળવણી દેશી ભાષામાં જ આપવાનો અને અંગ્રેજી તો માત્ર બીજી ભાષા તરીકે જ શીખવવાનો વિચાર રાખવામાં આવ્યો છે. આ યોજના

તરફ સઘળા સુધારકોનો હજી જોઇએ તેવો વિશ્વાસ બેઠેલો જણાતો નથી. એ યોજનાથી આગળ જતાં સુધારાની પ્રગતિને રોકનારું બળ ઊભું થશે એવો ભય તેઓને લાગે છે. સ્ત્રીઓની ખાસ જરૂરિયાતોને અનુકૂળ એવી વિશિષ્ટ કેળવણી આપવાનો વિચાર પણ તેઓને પસંદ કરવા જેવો લાગતો નથી. જે કેળવણી પુરુષોનો બુદ્ધિવિકાસ કરવાને સમર્થ છે તે જ કેળવણી સ્ત્રીઓના બુદ્ધિવિકાસને માટે પણ અનુકૂળ હોવી જ જોઇએ એવું તેઓ કહે છે. સ્ત્રીઓ અને પુરુષોનો જે જાતિભેદ છે તે શરીરરચનાની સાથે જ સમ્બન્ધ ધરાવે છે. જાતિભેદને લીધે સ્ત્રીઓને માટે જો જૂદાં પોષક તત્ત્વોની જરૂર હોય તો શરીરને પોષનારાં તત્ત્વોની એટલે ભોજનપાનના પદાર્થોની હોવી જોઇએ. પણ કુદરતમાં સર્વત્ર નરજાતિ અને નારીજાતિ બેઉ એક જ જાતના ભોજનપાનના પદાર્થો વાપરતી જોવામાં આવે છે, અને તેથી કોઇને પણ પોતાની જાતિને અનુકૂળ ધર્મો બજાવવામાં અડચણ પડી જાણવામાં આવી નથી, તો સ્ત્રીઓ તેમ જ પુરુષોને માટે સરખો અભ્યાસક્રમ હોવાથી સ્ત્રીઓને પોતાની જાતિને અનુકૂળ ધર્મો બજાવવામાં અડચણ પડશે એવું માની લેવાનું શું કારણ છે એવો પ્રશ્ન તેઓ પૂછે છે. નરજાતિ અને નારીજાતિના ભેદને શરીરરચનાના કરતાં બુદ્ધિની સાથે વધારે સમ્બન્ધ છે એવું જ્યાં સુધી સિદ્ધ નથી થયું ત્યાં સુધી તેઓને માટે જુદો અભ્યાસક્રમ રાખવા-

કઈ પણ સગીન કારણ રહેતુ નથી એવી દલીલ તેઓ કરે છે આ દલીલમા બહુ સગીનપણુ હોય એવુ આ લેખકને જણાતુ નથી એ દલીલમા કેવળ બુદ્ધિવિકાસના પ્રશ્નને ઘણુ અણઘટતુ પ્રાધાન્ય આપવામા આવ્યુ છે, અને સ્ત્રીઓને જીવનવ્યવહારમા જે ફરજો બજાવવાની છે તે પુરુષોના કરતા કઈક જૂદા પ્રમારની છે એ મહત્ત્વની વાતને તદ્દન જ વિમારી દેવામા આવી છે બુદ્ધિવિકામ જેનાથી થાય એવા શિક્ષણના વિષયો તો અનેક છે પણ તેમાથી જે વિષયોનો અભ્યાસ સ્ત્રીઓને ભાવિ જીવનમા વધારે ઉપયોગી થાય તે વિષયોને ખાસ અગત્યના ગણીને તે વિષયોના અભ્યામદ્વારા સ્ત્રીઓનો બુદ્ધિવિકામ કરવામા આવે એમા અનુચિત કઈ પણ નથી, એટલુ જ નહીં પણ એવી રીતના અભ્યાસક્રમથી જ કેળવણીનુ સગીન ફળ પ્રાપ્ત થાય એ નિ મદેહ છે ગમે તેમ હોય, તોપણ પ્રો કર્વેની કાર્યશક્તિને માટે આપણને મપૂર્ણ વિશ્વામ છે, અને સ્ત્રીકેળવણીની જે મસ્થા એમણે કાઢી છે તે દેશની ઉન્નતિ સાધવામા ઘણી મદદગાર થઈ પડે એવુ આપણે ઇચ્છીએ છીએ એ મસ્થાનો લાભ લેનારી વ્યક્તિઓની સખ્યા ઘણી મોટી થાય ત્યારે જ એ સસ્થાનુ શુભ પરિણામ આવેલુ જોવની સ્થિતિમા આપણે મુકાઇએ એ સ્થિતિ જેમ બને તેમ સત્વર આવે એટલુ જ હાલ તો આપણે ઇચ્છીશુ

સુરત, અમદાવાદમા પણ હાલ એ સ્ત્રીકેળવણીની જાગૃતિ ઠીક થયેલી જોવામા આવે છે સુરતના

મહિલાવિદ્યાલય અને અમદાવાદના વનિતાવિશ્રામ દ્વારા સ્થપાયેલી શાળાએ જનસમાજનું ઠીક આકર્ષણ કર્યું જણાય છે. એ સંસ્થાઓએ અભ્યાસક્રમની જે યોજના ઘડી છે તે પણ સુન્દર છે. આપણે આશા રાખીશું કે એ યોજનાઓનો અમલ પણ એવી જ સુન્દર રીતે થશે, અને તેનાં ફળ પણ એટલાં જ સુન્દર નીવડશે. કમનસીબે ઘણી વખતે એવું જોવામાં આવે છે કે કોઈ નવી સંસ્થા કાઢતી વખતે કેટલીક વ્યક્તિઓનો જે ઉત્સાહ હોય છે તે એ નવી સંસ્થા કાઢયા પછી મંદ પડી જાય છે, અને આરંભકાળે જે ભવ્ય યોજના ઘડવામાં આવી હોય છે તેને પાછળથી કંઈક વિસારી મૂકીને નવી કાઢેલી સંસ્થાને જેમ તેમ નીભાવવા પૂરતું જ લક્ષ તેના કાર્યવાહકો આપે છે. આ અને આવી સંસ્થાઓની ઉજ્જવલ કારકિર્દી ઉપર આપણી ભવિષ્યની ઉન્નતિનો આધાર રહેલો છે તેથી આપણે આશા રાખીશું કે એ સંસ્થા ચલાવનારાઓ માત્ર એનો જેમ તેમ નીભાવ કરીને જ સંતોષ માનશે નહીં, પણ એને જેમ બને તેમ સારા પાયા ઉપર મૂકવા તેઓ હમેશાં કટિબદ્ધ રહેશે, અને એનું કર્તવ્યક્ષેત્ર વિસ્તારવા તરફ, એની કાર્યસિદ્ધિને વિશેષ સંગીનતા અર્પવા તરફ તેઓ હમેશાં પોતાનું લક્ષ રાખશે. પક્ષાપક્ષીનો પવન તો એવી ઊગતી સંસ્થાઓને કોઈ પણ કાળે કદી લાગવો જ ન જોઈએ. જે દિશામાંથી મદદ મળી શકે એમ હોય તે દિશામાંથી મદદ મેળવવાને એવી સંસ્થાઓએ સદા ઉત્સુક રહેવું

જોઇએ, અને એ સસ્થાઓની સુસ્થિતિ કેમ થાય એ એક જ વિચારને એ સસ્થાના કાર્યવાહકોએ પોતાના લક્ષ્યબિન્દુ તરીકે સ્થાપવો જોઇએ એવી સસ્થાઓનુ અધ્યાપકમડળ જ્યા ત્યાથી કામ ચલાવે એવુ ન હોવુ જોઇએ, પણ તે જ્ઞાનસપન્ન, કાર્યદક્ષ અને કર્તવ્યનિષ્ઠ વ્યક્તિઓનુ બનેલુ હોવુ જોઇએ, અને તેના કાર્ય ઉપર દેખરેખ પણ સારી રહેવી જોઇએ અભ્યાસક્રમમા શીખવવાના વિષયોનુ ટિપ્પણુ બહુ લાબુ હોવુ જોઇએ એ બિલકુલ જરૂરનુ નથી યોગ્ય સાધનસામગ્રીને અભાવે આરભકાળમા એ ટિપ્પણુ કદાચ નાનુ રાખવુ પડે તો તેમા વાધા જેવુ નથી પણ એટલુ તો જરૂરનુ છે જ કે એ ટિપ્પણુ માત્ર છાપેલા કાગળિયા શોભાવવાના હેતુથી નહી પણ ખરેખરૂ શિક્ષણ આપવાના ઉદ્દેશથી જ ઘડાયલુ હોવુ જોઇએ એ ટિપ્પણમા જણાવેલા વિષયો નિશાળમા ખરેખરા શીખવવામા આવવા જોઇએ, માત્ર નામના નહી પણ ખરેખરા શીખવવામા આવવા જોઇએ, અને તે સારી રીતે શીખવવામા આવવા જોઇએ એથી પણ વધારે જરૂરનુ એ છે કે કન્યાઓનુ આરોગ્ય સચવાય અને તેઓના ઉપર હદ બહારના અભ્યાસનો બોજો ન પડે તેની ખાસ કાળજી રાખવી જોઇએ સૌથી વધારે જરૂરનુ એ છે કે નિશાળમા જતી બાલિકાઓના ચારિત્ર્યને લેશ પણ કલુષિત થવાનો જેમા દૂરદૂરનો પણ સભવ હોય એવા સઘળા પ્રસગોથી એવી સસ્થાઓએ સદંતર વેગળા રહેવુ જોઇએ. આપણે ઇચ્છીશુ કે સ્ત્રીકેળવણીનો ફેલાવો કરવાના

ઉચ્ચ અભિલાષથી જે જે સંસ્થાઓ હાલમાં સ્થપાઈ છે અને હવે પછી સ્થપાશે તે ઉપર જણાવેલી આપણી સઘળી જરૂરિયાતો પૂરી પાડશે અને એ સંસ્થાઓનો લાભ લેનારી કન્યાઓની સંખ્યામાં દિનપ્રતિદિન વૃદ્ધિ થતી જશે, કે જેથી તેઓનું સ્વતંત્ર વ્યક્તિત્વ ઘડાય, તેઓ ગૌરવયુક્ત થાય, તેઓની પ્રતિષ્ઠા વધે, અને તેઓ સુધારાના માર્ગમા અંતરાયરૂપ થવાને બદલે તેમાં સાહાય્ય આપતી થાય, સુધારાની ગતિને રોકવાને બદલે તેને વિશેષ વેગ આપનારી થાય. ખરેખર, 'ધી ઇંડિયન સોશિયલ રિફોર્મર'ના વિદ્વાન્ અધિપતિએ યોગ્ય જ કહ્યું છે કે, *"We want women to be honoured not because the gods are pleased, but because women are and should be worthy of being honoured"* (સ્ત્રીઓને સંમાન મળવું જોઈએ એવું આપણે ઇચ્છીએ છીએ તે માત્ર દેવતાઓ રાજી થાય એટલા માટે નહીં, પણ સ્ત્રીઓ આપણા સંમાનને યોગ્ય છે જ, યોગ્ય હોવી જ જોઈએ એટલા માટે).

એ સંમાન માટેની યોગ્યતા વધારે ને વધારે આવતી જાય એવી કેળવણી સ્ત્રીઓને જેમ જેમ મળતી જશે, કેળવણીનાં મીઠાં ફળનો આસ્વાદ જેમ જેમ થતો જશે તેમ તેમ બાળલગ્ન પણ અટકતાં જશે અને કન્યાઓને વહેલી પરણાવવાની આપણા લોકો હાલમાં જે ચિંતા રાખે છે તેને બદલે તેઓને ભણાવવા તરફ વધારે લક્ષ તેઓ આપશે. આ બાળલગ્નનો અનિષ્ટ રિવાજ હજી

આપણા સમાજમાથી તદ્દન નાબૂદ થયો નથી એ વાર્તા ખરેખરી શોચનીય છે કન્યાઓને પરણાવવાની ઉમ્મર અગાઉના કરત કુદરતી રીતે કાવ કઇક આગળ વધી છે એ વાત જોકે ખરી છે, છતા કન્યાઓ સ્ત્રીધર્મમા આવતા જ તેઓના માબાપની સૌથી પહેલી ચિન્તા તેઓને ઠેકાણે પાડવાની જ હોય છે, અને ગે કામ જેમ બને તેમ વહેલુ આટોપી લઇને કન્યાન સાચવવાની જવાબ-દારીમાથી મુક્ત થવાને તેઓ એટલા બધા ઉનાવળા અને અધીરા બની જાય છે કે કન્યાને ઠેકાણે પાડવાને માટે તેઓ જે સ્થળ ગોધે છે ત્યા આગળ ગમે તેવો ઊંડો ખાડો હોય તોપણ તે તેઓની દૃષ્ટિએ પડતો નથી માબાપની આ ગભીર ભુલનુ પરિણામ એ બાળકીઓને ભોગવવુ પડે છે, અને 'બિચારી હિંદુની બાળા' પોતાના 'કર્મ'નો વાક કાઢીને પોતાની કઢગી પરિસ્થિતિમા જેમ તેમ પોતાનુ શુષ્ક જીવન પૂરુ કરે છે તે સમયે એ દુખી બાળાના માબાપને ખ્યાલ સુદ્ધા નથી આવતો કે પોતાની પુત્રીને જે સકટ વેઠવુ પડે છે તે તેના પોતાના કર્મનુ ફળ નથી, પણ તેના ડાહ્યા અને અનુભવી માબાપોના જ કર્મનુ ફળ છે!! ખરેખર, લગ્ન જેવી અત્યન્ત ગભીર અને મહત્ત્વની બાબતમા કેટલા અવિચારીપણે આપણા લોકો ચાહોમ કરીને ઝપલાવે છે એ વાતનો જો શાન્ત ચિત્તથી વિચાર કરવામા આવે તો કઠોરમા કઠોર મનુષ્યનુ કાળજુ પણ કપ્યા વિના રહે નહીં હજી કન્યાના માબાપો એ વિષયમા

એટલી બધી બેદરકારી નથી રાખતા તેઓને સ્ત્રીઓની કેવી પરાધીનતા સ્થિતિ હોય છે અને તેઓને પારકા ઘરમા કેટલા કષ્ટ ભોગવવા પડે છે તેનો કઇક ખ્યાલ હોય છે આથી તેઓ જેવી તેની પણ ગણતરી કરવાને કઇક થોભે છે ખરા પણ છોકરાઓના માબાપો તો એમ જ સમજે છે કે 'કન્યા આ સણા તાણામા આવવાની છે, પછી શી ચિન્તા છે?' આથી તેઓ ન્યાતમા જેટલી કન્યાઓ પોતાના છોકરાને માટે ખપે એવી હોય તે તમામના સામટા માગા કરતા ફરે છે!!! 'મનુષ્ય એ બુદ્ધિમાન્ પ્રાણી છે' (*Man is a rational animal*) એ સત્ય એટલુ તો સાદુ, સામાન્ય, અને સરળ છે કે એ સત્યના અજ્ઞાનનુ કોઈના ઉપર પણ આરોપણ કરવુ એ એક પ્રકારની ધષ્ટતા કહેવાય અને એ સત્યનુ કોઈને પણ સ્મરણ કરાવવુ એ તેનુ અપમાન કરવા જેવુ લાગે પણ લગ્નનો સમ્બન્ધ બાધતી વખતે એ અત્યન્ત સાધારણ સત્યને એટલુ તો વિસારી મૂકવામા આવે છે કે તે વખતે ક્રોધની કે દયાની જ નહી, પણ તિરસ્કારની લાગણી આપણા હૃદય તરફ જે ધસારો કરે છે તેને રોકવાનુ કામ ઘણુ જ મુશ્કેલ થઈ પડે છે સ્ત્રી એ જાણે બુદ્ધિ વગરનુ, જીવ વગરનુ, લાગણી વગરનુ, સુખ કે દુખ એમાથી એક પણ આપવાની શક્તિ વગરનુ સન્તાનોત્પાદક યત્ર ન હોય એવી આધળી સમજ આપણા લોકો ધરાવે છે એ સમજ ખોટી છે એવુ કડવા અનુભવથી તેઓ શીખે છે, પોતાના લાડકા પુત્રનુ જીવન હાથે કરીને પોતે

ખરાબ કર્યું છે એવું તેઓ નજરોનજર જુવે છે, પોતે જાતે દુઃખી થાય છે, અને અન્યને દુઃખી કરે છે, તે છતાં લગ્નનો રિવાજ પાછો એવો ને એવો જ ચાલ્યો જાય છે. આપણામાં કહેવત જ પડી ગઈ છે કે 'ઢડની સાવરણી પાણી છાંટીને લેવી.' આ કહેવતમાં થનારા વેવાઇને ઢડા સાથે સરખાવ્યો છે, અને આવનારી કન્યાને કચરો કાઢવાના ઝાડુની સાથે સરખાવી છે! કેવી સરસ સરખામણી!!!

આટલેથી જ હું બસ કરીશ. આ લેખમાં નહીં સૂચવાયલા એવા અનેક વિષયો ઉપર આવતી પ્રાન્તિક સંસારસુધારા પરિષદ્‌માં ચર્ચા થશે, પણ તે સર્વમાં સ્ત્રીકેળવણીનો પ્રશ્ન જ પરિષદ્‌ના પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોનું સૌથી વિશેષ ધ્યાન ખેંચશે એવું ભવિષ્ય ભાખવાની જો હું હિંમત કરું તો તે ખોટું પડશે નહીં એવો મને પાક્કો ભરોસો છે. એ ચર્ચાને પરિણામે કાર્યસિદ્ધિનાં સંગીન પગલાંઓ ભરાય અને આપણું જીવન સુધરે એથી વધારે ઇચ્છવા યોગ્ય બીજું શું હોઈ શકે?

('સમાલોચક', અકટોબર, ઇ. સ. ૧૯૧૬)

આપના મંડળના આ પહેલા વાર્ષિક સમારંભનું પ્રમુખપદ મને આપીને આપે જે મમતા દર્શાવી છે તે માટે હું આપનો ઉપકૃત છું. દુર્બળ દેહ, ક્ષીણ શક્તિ, અને સફેદ વાળ એ નાલાયકીનાં સ્પષ્ટ ચિહ્નોને હું છુપાવી શકું એમ નથી અને છુપાવવા મેં ઇચ્છયું પણ નથી. છતાં વાર્ધક્યનાં એ બાહ્ય ચિહ્નોને અવગણીને યૌવન અને યુવાનો પ્રત્યેનો મારો અન્તરનો પ્રેમ અને સહાનુભૂતિ આપ નિરખી શક્યા છો અને તેની કદર કરી રહ્યા છો એ મારે પરમ આનન્દ તથા ગર્વનું કારણ છે. આવા સમારંભમાં પ્રમુખના ભાષણ પછીનો જે કાર્યક્રમ રાખવામાં આવ્યો હોય છે તેનું જ્ઞાતિના વિવિધ રસવૃત્તિવાળા પચરંગી પ્રેક્ષકોને એટલું આકર્ષણ હોય છે કે તેની સરખામણીમાં પ્રમુખના ભાષણનું કાર્ય નીરસ

અને નિરર્થક લાગ્યા વિના રહે નહીં. એવી સ્થિતિમાં પ્રમુખના ભાષણને આજના કાર્યક્રમમાંથી વેગળું રાખ્યું હોત તો તેમાં કંઇ હરકત જેવું નહોતું. આપે એમ નથી 'ર્યું તે જો મારા પ્રત્યેની લાગણીને લીધે હોય તો તેને માટે હું આભાર દર્શાવું છું અને ખાતરી આપું છું કે આપના સૌજન્યનો ગેરલાભ ન લેતાં હું જેમ બને તેમ ટુંકાણમાં પતાવીશ.

કાર્યક્રમ ગોઠવવાની ચાલુ પદ્ધતિને વળગી રહેવાની આપની ચિવટમાં કેવળ મારા તરફનું માન નહીં, પણ તે સિવાય બીજાં પણ પ્રેરક બળો છે એમ મને લાગ્યા વિના રહેતું નથી. પ્રણાલિકાભંગના આ જમાનામાં પણ અમુક પ્રણાલિકાને વળગી રહેવાનો આપનો આગ્રહ આપના હૃદયમાં વિરાજતી સ્વાભાવિક સંરક્ષક વૃત્તિનું મને ભાન કરાવે છે, અને પ્રણાલિકાના ભંગને ખાતર જ તેનો ભંગ કરવો, એવો જે નવીન મત હાલ કેટલીક દિશામાં પ્રવર્તે છે તેના અનુયાયીઓ આપ નથી એ વિચારે હું હર્ષથી પ્રફુલ્લિત થાઉં છું. એ સંરક્ષકવૃત્તિ આપને કદી પણ અવળે માર્ગે નહીં ચઢવા દે એવો મને ભરોસો છે. એ સંરક્ષકવૃત્તિને માટે હું આપને અંતઃકરણથી અભિનન્દન આપું છું.

એ સંરક્ષકવૃત્તિને અજ્ઞાનજન્ય કે ઉપહસનીય આપ નહીં ગણતા હો એવો મને વિશ્વાસ છે. ખરેખર માનવહૃદયમાં વિરાજી રહેલી એ સંરક્ષકવૃત્તિએ ભૂતકાળથી ઊતરી આવેલા રીતરિવાજોમાં જે કોઈ

તથ્યાંશ હોય તેનો ત્યાગ કરતાં આપણને અટકાવ્યા છે. જે પ્રજા સૌથી વિશેષ પ્રગતિમાન કહેવાય, તેમાં પણ આપ ઝીણી નજરે જોશો તો એ સંરક્ષકવૃત્તિનું પ્રાબલ્ય, પ્રથમ દર્શને આપની કલ્પનામાં પણ નહીં હોય એટલા પ્રમાણમાં આપના જોવામાં આવશે. જાપાન જે પશ્ચિમની નવીન સંસ્કૃતિ ઝીલવામાં સૌથી આગળ પડતું છે, તેની પ્રગતિ વિષે ઘણા વાતો કરે છે. પણ જેઓ એ દેશના ગાઢા પરિચયમાં આવ્યા છે, તેઓનું ચોક્કસ માનવું છે કે નવીનતાનો પ્રેમ એ જેટલું એ દેશનું આગળ પડતું લક્ષણ છે તેટલી જ પુરાતનપ્રીતિ પણ એ દેશમાં અત્યારે આપણા જોવામાં આવે છે. અને સ્વાભાવિક રીતે જ માણસ પોતાના જૂના મિત્રો તરફ આદરની દૃષ્ટિથી જુવે, તો તે મિત્રો જે રિવાજનું પાલન કરતા હોય, જે શિષ્ટ વર્તણુકને અનુસરતા હોય, અને જે વિવેકમર્યાદાના નિયમોને સ્વીકારતા હોય તેના તરફ પણ તેટલા જ આદરની દૃષ્ટિથી તે જુવે તો તેમાં શી નવાઈ!

પ્રાચીનકાળથી ઊતરી આવેલી રુઢિઓમાં જે કંઈ અનિષ્ટ તત્ત્વો હોય તે વેગળાં કરવાના આપણા ઉત્સાહમાં એક વાત આપણે ખાસ યાદ રાખવાની જરૂર છે, કે મનુષ્યને જેમ પોતાને અનુકૂળ વસ્ત્રો ધારણ કર્યા વિના ચાલતું નથી તેમ જ સમાજને અમુક રૂઢિઓના પાલન વિષે આગ્રહ રહે એ સ્વાભાવિક છે. કોઈ કોઈ દેશમાં હાલ એવો નવો પંથ નીકળ્યો છે, કે વસ્ત્રપરિધાન

કરવું એ એક કૃત્રિમ નિયમ છે, એ નિયમનું પાલન એ કુદરતી માર્ગથી ઊલટું છે, અને મનુષ્યના નૈસર્ગિક સૌન્દર્ય ઉપર જે અસ્વાભાવિક ઢાંકપિછોડો કરવામાં આવે છે તેને પરિણામે મનુષ્યની વિષયવાસના વધારે ઉત્તેજિત થાય છે, માટે એ રિવાજનો ત્યાગ કરવો. છતાં એ વિચાર કોઈ પણ સંસ્કારી લોકસંઘમાં આધુનિક કાળમાં સ્વીકારાય એ બનવા જોગ નથી. વસ્ત્રો એ જેવાં મનુષ્યને આવશ્યક છે તેવી જ રૂઢિઓ, એ સમાજજીવનને અનુસરતી હોવાથી, સમાજને તેની જરૂર છે એમ આપણે સ્વીકારવું પડશે.

વ્યક્તિઓના જીવનમાં બે ચાર વખત અમુક પ્રકારનું કામ કર્યાથી જેમ તે વ્યક્તિની ટેવ બંધાય છે, અને એ ટેવો વડે જેમ એનું ચારિત્ર્ય ઘડાય છે, તે જ પ્રમાણે સમષ્ટિના જીવનમાં પણ અમુક શિષ્ટ પુરુષોથી સ્વીકારાયાને લીધે સમાજની રૂઢિ અસ્તિત્વમાં આવે છે, અને એ રૂઢિઓ વડે માનવસંસ્કૃતિના ઇતિહાસમાં જૂદી જૂદી પ્રજાનું વિશિષ્ટ સ્થાન નક્કી કરી શકાય છે. કોઈ પણ દેશ સંસ્કૃતિમાં કેટલો આગળ વધ્યો છે કે કેટલો પછાત રહ્યો છે તેની મોટામાં મોટી કસોટી તે તે દેશમાં પ્રચલિત રૂઢિઓ વડે કરાય છે. એ રૂઢિઓના લાભમાં અન્ય કંઈ કહેવા જેવું ન હોય ત્યાં પણ એ રૂઢિ દીર્ઘ કાળથી ઊતરી આવેલી છે, સામાજિક જીવનનું પુરાતન કાળથી વ્યક્ત થયેલુ સ્વરૂપ એ રૂઢિઓમાં સમાયલું છે, અને એ જીવનને ટકાવી

રાખવાનું બળ હજી પણ એનામાં રહેલું હોવાનો પૂરેપૂરો સંભવ છે, એ કારણસર એ પુરાણી રૂઢિઓ સાચવવાનો આગ્રહ ધરી શકાય. માનવસંસ્કૃતિમાં આગળ વધેલા તરીકે સર્વના આદરનું પાત્ર થયેલો આપણો ભારત દેશ તો પોતાની એ પુરાણી રૂઢિઓની સાચવણીના સમર્થનમાં ઘણી વિશેષ દલીલો રજુ કરી શકે. એ વિશેષ દલીલોમાં ઊતરવાનો અહીં પ્રસંગ ન હોવાથી "आचार: प्रथमो धर्मः ॥" "शास्त्राद्रूढिर्बलीयसी ॥" એવાં એવાં આપણા જ પ્રાચીન ઋષિમુનિઓનાં ધર્મશાસ્ત્રના પવિત્ર ગ્રન્થોમાં સંગ્રહાયલાં વચનો તરફ હું આપનું લક્ષ ખેંચીશ તો તે આપની સંરક્ષકવૃત્તિને પોષવાને બસ થશે એવી હું ઉમેદ રાખું છું.

જેઓ પ્રણાલિકાભંગ માટે ઉત્સાહ ધરાવનારા હોય છે તેઓ પણ એ પ્રણાલિકાભંગનો માર્ગ સમાજમાં બીજાઓ સ્વીકારે અને એવી રીતે નવી પ્રણાલિકાઓ બંધાય એમ ઇચ્છે છે એ જ પ્રણાલિકાવાદની તરફેણની એક વજનદાર દલીલ તરીકે આપણે રજુ કરીએ તો તે વધારે પડતું નથી.

સમાજમાં સર્વત્ર શાન્તિ અને સ્વાસ્થ્ય જળવાય એવા અભિલાષ મનુષ્યમાત્રને સ્વાભાવિક છે. એ અભિલાષને પરિણામે એક વિદ્વાન્ તત્ત્વચિન્તકે તો એટલે સુધી કહ્યું છે કે "વિસ્તારવાળી નોંધ લઈ શકાય એવા બનાવો જે દેશમાં બનતા હોય તે દેશ સુખી છે" (Happy the nation whose annals are tiresome) એમ કહેવા કરતાં "જેને

નોંધ લેવાની હોય જ નહીં તે દેશ ખરેખરો સુખી છે" (Happy the nation whose annals are vacant) એમ કહેવું એ વધારે વાસ્તવિક છે, કારણ કે દરેક નોંધાવા જેવો વૃત્તાન્ત તે સમાજની શાન્ત અને નિર્મળ વહેતી સરિતામાં પથરાની માફક પડીને સમાજમાં થોડી કે વત્તી, પણ અશાન્તિ કરનારો થઈ પડે છે.

છતાં એવી પરમ શાન્તિનું સુખ ભોગવનારો 'દિવ્ય' દેશ કવિઓ અને તત્ત્વચિન્તકોની બુદ્ધિના કલ્પનામય પ્રદેશ સિવાય અન્યત્ર ભાગ્યે જ આપણે જોઈ શકીએ; કારણ કે પરિવર્તનશીલતા એ પણ પ્રત્યેક ચેતનવન્તા પદાર્થનું જીવનસમૃદ્ધિ સૂચવનારૂં લક્ષણ છે. એટલે અલ્પમાં અલ્પ અશાન્તિથી આપણા દેશનું સામાજિક જીવન વ્યતીત થાય એટલા જ આદર્શથી આપણે સન્તોષ માનીએ એ વાસ્તવિક છે. સમાજની એ શાન્તિ અને સ્વાસ્થ્ય જળવાય એટલા ખાતર પણ રૂઢિઓના પાલનનો આગ્રહ રાખવો આપણે જરૂરનો છે.

અલબત્ત वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि । એ પ્રમાણે સમાજમાં પ્રચલિત રૂઢિઓ જ્યારે જીર્ણ અને નિઃસત્વ થાય અને સમાજને પ્રગતિને માર્ગે દોરવાને બદલે એ રૂઢિઓ જ્યારે સામાજિક જીવન–શક્તિને કુંઠિત કરે ત્યારે જીર્ણ વસ્ત્રનો જે પ્રમાણે આપણે પરિત્યાગ કરીએ છીએ તેવી જ રીતે, એ અનિષ્ટ રૂઢિઓ પણ આપણા બળની વિઘાતક હોવાને લીધે, એનો ત્યાગ કરવો જરૂરનો છે.

આપણા પ્રાચીન ગ્રન્થોમાંથી એવી અનેક અનિષ્ટ રૂઢિઓનો ત્યાગ કરવામાં આવેલો આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ. અને યૌવનકાળને વિષે તો એક પ્રખ્યાત વિદ્વાને ખાસ કહ્યું છે કે એ કાળમાં દરેક પ્રચલિત રૂઢિને વિષે મનુષ્યને જે સ્વાભાવિક પ્રશ્ન ઊઠે છે કે આ રૂઢિ શા માટે હોવી જોઈએ, તે જ સમાજને પ્રગતિના માર્ગ તરફ લઈ જવાને માટે પ્રભુએ કુદરતી રીતે યુવાનહૃદયમાં મૂકેલી સામગ્રી છે. આ દૃષ્ટિબિન્દુથી જોતાં આપના મંડળમાં ચર્ચાને માટે ઊભા થયેલા અનેક પ્રશ્નો વિષે આપના રિપોર્ટ પરથી જાણીને હું પ્રસન્ન થાઉં છું, કારણ કે યુવાનહૃદયનાં જે ઉત્સાહ અને ચેતન સ્વાભાવિક રીતે આપના મંડળમાં હોવાં જોઈએ એવી આપણે આશા રાખી શકીએ, તે ઉત્સાહ અને ચેતનનાં રમણીય દર્શન થતાં કોને આનન્દ ન થાય? એ મહાન્ પ્રશ્નોના નિર્ણયને માટે કેવળ આપની બુદ્ધિ ઉપર જ આધાર ન રાખતા અન્યનાં મન્તવ્યો જાણવાની પણ આપ ઉત્કંઠા રાખો છો એમાં આપની અભ્યાસશીલતા, વિનય, અને કંઈ પણ પગલું ઉછાંછળાંપણાથી ન લેવું એવો દૃઢ નિશ્ચય હું જોઈ શકું છું. એવી રીતના પ્રશ્નો જ યુવાનહૃદયમાં ન ઊઠે એમ જેઓ ઇચ્છતા હોય તેઓ કુદરતના અવિચલ કાનૂનને ફેરવવા જેવી ઉપહસનીય-વૃત્તિ ધરાવતા હોય એવું મને લાગે છે. અને યુવાનહૃદયોમાંથી યૌવનના કુદરતી ભાવોને જો બળજોરીથી આપણે કાઢી નાંખવા ઇચ્છીએ તો સમાજને શોભા

આપનારી જે સંગીનમાં સંગીન શક્તિ, તેનો જ આપણે નાશ કરીએ છીએ, એમ કહી શકાય. એ કુદરતી શક્તિઓનો વિધ્વંસ થતો અટકાવવા પૂરતું કાર્ય જો આપનું મંડળ કરી શકે તો તેણે ઘણું ઉપયોગી કાર્ય કર્યું છે એમ હું માનું.

જીવનમાં જે જે ઉપયોગી કાર્ય આપણે કરવાનાં છે, તેના નિર્ણયનો મુખ્ય આધાર જીવનને આપણે કેવી દૃષ્ટિથી નિહાળીએ છીએ તે ઉપર રહે છે.

આ જીવન કેવું છે એ વિષે કવિઓ, તત્ત્વચિન્તકો અને ધર્મજ્ઞાનીઓ કંઈ કંઈ કલ્પનાઓ કરે છે. કોઈ એને સ્વર્ગ સમાન ગણે છે, તો કોઈ એને નરક તુલ્ય લેખી એના તરફ જુગુપ્સા ઉત્પન્ન કરાવવાના પ્રયત્નો આદરે છે. કોઈ जीर्णारण्यं जगत्। એમ કહીને એને શુષ્ક વેરાન સાથે સરખાવે છે. કોઈ એને મુસાફરખાનું ગણે છે. કોઈ વળી એને બાજીગરના ખેલ તરીકે વર્ણવે છે. કોઈ વળી એને હીંચકા સાથે જ સરખાવે છે. "Life is a see-saw; it has its ups and downs," એ પંક્તિથી શરૂ થતું ગાયન મેં જ્યારે રંગભૂમિ ઉપરથી સાંભળ્યું ત્યારે તે મને ઘણું ગમી ગયું. અને એમાં જિન્દગીને see-saw એટલે હીંચકાની સાથે સરખાવી છે તે કવિકલ્પના તરફ કેટલાંક અંગત કારણોને લીધે મને ખાસ પક્ષપાત હોય તો તે આપ સહેલાઈથી સમજી શકશો. પરન્તુ એ કલ્પના કરતાં પણ શંકરાચાર્યનાં પ્રૌઢ વચનો આપ વિશેષ ગંભીર આનન્દથી

વધાવી લેશો. એ કહે છે કે "આ જીવન એક મહા-સુષુપ્તિ છે, કે જેની અંદર સ્વરૂપના પ્રતિબોધથી રહિત એવા સંસારી જીવો ઘસઘસાટ ઘોરે છે." જીવન જો આ પ્રમાણે એક નિદ્રા હોય તો તેમાં ક્વચિત્ ક્વચિત્ મધુરાં સ્વપ્ન સેવવાનો દિવ્ય અધિકાર જેઓ મેળવી શકે તેની અન્યને તો અદેખાઈ કરવાનું જ પ્રાપ્ત થાય. એ મધુરાં સ્વપ્નો સેવવાને માટે યુવાનો ઘણા પંકાયલા છે. સત્યની સૃષ્ટિથી વેગળા રહી એ સ્વપ્નસૃષ્ટિમાં વિહાર કરનારા છે, એવા આક્ષેપ ઘણા ડાહ્યા પુરુષોને કરતા આપણે સાંભળ્યા છે. પણ સમાજને ચેતન અર્પનારૂં જે બળ, પ્રૌઢ વયની કલ્પનામાં પણ ન આવી શકે એવી મહત્ત્વાકાંક્ષાઓથી ભરેલાં યુવાનહૃદયોના એ હવાઈ સ્વપ્નમાં સમાયલું છે, તેની જો આપણે ઉપેક્ષા કરીએ, અને એ સ્વપ્નસૃષ્ટિનો ધ્વંસ જો આપણે ઇચ્છીએ, તો એવી દરિદ્રતાની સ્થિતિ કરતાં તો दारिद्र्यान्मरणं चरम् । એ જ ઈચ્છવું વધારે વાસ્તવિક કહેવાય એમ હું માનું છું. યુવાનહૃદયનાં એ અલૌકિક સ્વપ્નાં સત્યસૃષ્ટિરૂપે પરિણામ કદાચ ન પણ પામે, છતાં અનેક ઉજ્જ્વળ ભાવોથી ભરેલા યુવાનોના હૃદયસાગરમાંથી ઉદ્ભવેલાં એ અણમૂલાં રત્નો છે, અને તેટલા માટે જ એ આદરને પાત્ર છે, એમ હું આગ્રહપૂર્વક જણાવવાની રજા લઉં છું. કાળ જતાં માનવજીવનમાંથી એ સ્વપ્નાં સરી જાય છે; એ દિવ્ય દર્શનો આપણે ગમે તેટલું ઇચ્છીએ તોપણ આપણને માટે અશક્ય થઈ પડે છે. એ જીવનનો રસ નીચોવાઈ

જતાં હૃદય ઉજ્જડ વેરાન જેવું બની જાય છે; આસપાસની કેવળ વ્યાવહારિક વિગતો સિવાય વધારે ઊંડાં કે વધારે તાત્ત્વિક દર્શન આપણે કરી શકતા નથી; જીવનના અખૂટ રસને પોષનારાં એ હૃદયઝરણાંઓ આપણને શોધ્યાં પણ જડતાં નથી. એવું દયાજનક વાર્ધક્ય જેમણે અનુભવ્યું હોય તેમના તરફ મારી સર્વથા અનુકંપા છે. પણ આપણા તરુણ બન્ધુઓ વાર્ધક્યની એ વ્યથા આપનારી ઊણપોમાંથી મુક્ત રહે, અને આપણા યુવકોની સ્વપ્નસૃષ્ટિનાં અલૌકિક નિર્માણ સદા ચાલુ રહે એવી મારી અન્તરની અભિલાષા છે. એ સઘળાં સ્વપ્નો સત્યમાં પરિણામ કદાચ નહીં પામે; કદાચ એમાંનાં ઘણાંએ સ્વપ્નો, સ્વપ્નસરખાં જ રહેશે, છતાં એ સ્વપ્નો આત્મસંપત્તિનાં સૂચવનારાં અને આત્મશક્તિને વધારનારાં હોવાથી તે આદરણીય છે એવો મારો નિશ્ચલ સિદ્ધાન્ત છે.

જુવાનોની ભૂલો વિષે ઘણી વાર કહેવામાં આવે છે. કોઈની ભૂલોનો બચાવ કોઈથી થઈ શકે નહીં. ભૂલ સર્વથા ત્યાજ્ય છે. એવી ભૂલો ન કરવી એમ પ્રમુખપદેથી કહેવાની ફરજ પણ કદાચ મને પ્રાપ્ત થતી હશે. એ ફરજ હું અન્તઃકરણથી બજાવું છું: પણ સાથે સાથે યુવાનોને ચઢાવવાના કે તેઓને આડે રસ્તે દોરવવાના હેતુથી નહીં, પરન્તુ કેવળ સત્યને ખાતર જ મને એટલું ઉમેરવાની આપ રજા આપશો કે યુવાન તરીકેનું જીવન જો મારે ફરીથી જીવવાનું હોય તો હૃદયની ઉદારતા, અન્યાયની અસહિષ્ણુતા, ક્રૂર જુલમોને નાબૂદ કરવાની

તીવ્ર ઉત્કંઠા, લોકાપવાદને લેશ પણ ન ગણકારતા પરને કાજે જીવનશક્તિનો છૂટથી વ્યય કરવાનો નિશ્ચય, એવા અનેક ગુણવિભવોથી ભરેલા, સચેત આત્માની ભયંકર ભૂલો પણ, એ ગુણસમૃદ્ધિ વિનાના દરિદ્ર આત્માના કેવળ નિર્દોષ (!) અને એકધારા પણ અકિંચિત્કર જીવન કરતાં હુ વધારે પસંદ કરું.

જ્ઞાતિમાં ભ્રાતૃભાવ વધારવાના જે ઉદ્દેશ આપના મંડળે રાખ્યો છે તે ઘણો આવકારદાયક હું ગણુ છું. એ કાર્ય કરવામાં યુવાનોનાં મંડળો જેટલી સિદ્ધિ મેળવી શકે છે એટલી અન્ય કોઈને નથી મળતી, એ હવે તો અનુભવસિદ્ધ છે. જ્યા આસપાસના વાતાવરણમા કલહ-કંકાસ વ્યાપી રહ્યો હોય છે ત્યા આગળ આવાં યુવક-મંડળોનું અસ્તિત્વ અમુક વર્ગને અકારૂં થઈ પડે છે, તેનું કારણ જ એ છે, ક વાતાવરણની મલિનતાને ફેડવામાં આવાં મંડળો સૌથી વધારે સફળ નીવડે છે. મને ભય છે કે માનવહૃદયની જે સ્વાભાવિક નિર્બળતા તે કદાચ આપના મંડળમાં પણ કોઈ કોઈ વખતે પ્રવેશ કરીને ઈર્ષ્યા દ્વેષ આદિ તામસી વૃત્તિઓને શરણે આપને લઈ જતી હશે પણ એવી સર્વ પ્રકારની નિર્બળતાથી પર થઈને આપ અન્યોન્યનો સહકાર સાધો એવી મારી આશિષ છે.

પ્રચલિત રૂઢિઓના ગુણદોષનુ બારીક અન્વેષણ કરવાની આપની વૃત્તિને માટે હું આપને અભિનન્દન આપું છું; તેની જ સાથે એટલું ઉમેર્યા વિના મારે નથી

ચાલતું, કે એ અન્વેષણ કરવાનું બુદ્ધિબળ અને સંગીન સુધારો કરવાની યોગ્યતા, એ બન્ને તત્ત્વો સાથે સાથે જ માનવીને પ્રાપ્ત નથી થતાં, એ યાદ રાખવું જરૂરનું છે જેમ પુખ્ત વયનો આરંભકાળ તે જ લગ્નનો કાળ એમ ગણવું, એ એક ભયંકર ભૂલ છે, તેમ જ પ્રચલિત રૂઢિઓના ગુણદોષનું અન્વેષણ કરવાની વૃત્તિ તેને જ સંગીન સુધારો કરવાની યોગ્યતાના પ્રમાણપત્ર તરીકે ગણી લેવી, એ પણ એટલી જ ભયંકર ભૂલ છે.

લગ્નાદિ ઉત્સવપ્રસંગોના રીતરિવાજો તરફ આપણા યુવાનોનું લક્ષ કંઇક વિશેષ દોરવાયું હોય એમ મને જણાય છે; અને સમયનો કે દ્રવ્યનો વ્યય ઓછો કરવાના હેતુથી કેટલાક સુધારાઓ દાખલ પણ કરવામાં આવે છે. પરન્તુ તેની જ સાથે હું આપનું લક્ષ ખાસ એ બાબત પર દોરવા માગું છું, કે એ પ્રસંગના જે રીતરિવાજોમાં નિર્દોષ આનન્દ આપવાનું સામર્થ્ય રહેલું હોય, જીવનમાં ઉલ્લાસ ભરવાની શક્તિ સમાયલી હોય, અને રસવૃત્તિને પોષવાની સામગ્રી જેમાં અન્તર્ભૂત હોય, એવા રીતરિવાજોનો સદન્તર ત્યાગ કરવાથી લગ્ન જેવો રમણીય અને મહત્ત્વનો પ્રસંગ સાવ મોળો ન બની જાય એટલી આશા તો રસિકવૃત્તિવાળા આપણા યુવાનો તરફથી આપણે રાખી જ શકીએ. માત્ર ધન અને સમયનો વ્યય, એ matter-of-fact અને સ્થૂલ દૃષ્ટિથી આવા પ્રશ્નોને ન ઉકેલતાં, જીવનની કવિતાનો રસાસ્વાદ લેવા તરફ પણ આપ પ્રેરશો અને ખરેખરા ગૌરવભરેલા પ્રસંગોને તમે

શુષ્ક અને ગૌરવહીણા ન બનાવી દેશો એવી આશા હું રાખું છું.

એક તરફથી લગ્ન એ એક ગભીર પ્રસંગ છે અને તેથી યોગ્ય સમજણ આવ્યા પછી જ તે થવાં જોઈએ, અને લગ્નની ભારે જવાબદારી જેઓના શિર પર આવવાની હોય તેઓએ તે સમજીને અને સ્વેચ્છાથી જ ઉપાડવી જોઈએ એમ કહેવું, અને બીજી તરફથી એ પ્રસંગના મહત્ત્વને મહત્ત્વવિહોણું કરવા પ્રયત્નશીલ થવું, એમાં અસંગતિ અને પરસ્પરવિરોધનો દોષ તો ઉઘાડો છે, એ આપ જોઈ શકશો.

સુધારણાના વિવિધ માર્ગમાં ઓછામાં ઓછો ક્ષોભ ઉત્પન્ન કરવાનો માર્ગ વધારે આવકારયોગ્ય છે. માટે બહુધા એ જ માર્ગે વિચરવાની મારી આપને લભામણ છે. છતાં અન્યાય અને જુલમવાળી નીતિ જ્યાં પ્રચલિત હોય ત્યાં બંડખોરપણાની વૃત્તિ જો યુવાનહૃદયમાથી નહીં ઉદ્દ્ભવે તો અન્યત્ર એ જુલમ અને અન્યાયની સામે થનારા બળની આપણે ક્યાંથી આશા રાખી શકીશું ? નાગર જેવી ઊંચી, સંસ્કારી, અને સમયને અનુકૂળ થવાની કુદરતી વૃત્તિ ધરાવનારી આપણી જ્ઞાતિમાં એવાં બંડો ઉઠાવવાનો પ્રસંગ જ ન આવે એમ આપણે સ્વાભાવિક રીતે ઈચ્છીએ. એ બંડખોરવૃત્તિ અત્યારે આપની પાસેથી અપેક્ષિત નથી એમ હું ભાર મૂકીને જણાવવાની જરૂર ધારું છું. પણ હાલની આપની ચર્ચાઓ અને વાદવિવાદો જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે

ત્યારે એ ખંડખોરવૃત્તિને જો પોષનારી ન નીવડે તો આપનો યૌવનકાળ વૃથા જ ગયો છે એમ હું માનું. આસપાસના સંજોગો તરફ લક્ષ ન આપવું એમ ભાગ્યે જ કોઇ કહેશે. પોતાની મુશ્કેલીઓનું માપ ન કાઢવું એવી સલાહ કોઇને પણ આપવાની કોઇ હીંમત ન કરે; છતાં કેવળ વાણીઆશાહી ગણત્રીઓમાં મશગૂલ ન રહેતાં દૃઢતાનો અત્યન્ત આવશ્યક ગુણ જો આપ ખીલવશો, અને "ડગલું ભર્યું કે ના હઠવું, ના હઠવું" એ આપણી જ જ્ઞાતિના વીર નર્મદનાં વચનો આપ સ્મરણમાં રાખશો, તો બહુ જ મોટી લાગતી એવી અનેક મુશ્કેલીઓ-માંની ઘણી ખરી, ગાયાવી રચનાઓની પેઠે, ક્ષણવારમાં અદૃશ્ય થઈ જશે, એવી મારી ખાતરી છે. જ્ઞાતિભોજનનું સ્થળ કે સમય એ બાબતમાં અત્યારે આપના પોતાના ઉપર આપ કેટલાક અંકુશ મૂકો તો તેમાં. અન્યની સ્વતન્ત્રતાને આડે આવ્યા વિના આપ, આપના જ વિચારોને નિર્દોષ રીતે અનુસરો છો, એમ સૌ કોઇને કબૂલ કરવું પડે, અને આપના એ સદાગ્રહની સમાજ ઉપર શુભ અસર થયા વિના નહીં રહે એવી મારી ખાતરી છે.

આપની પ્રવૃત્તિઓમાં વકતૃત્વશક્તિને ખીલવવા તરફ લક્ષ રાખો છો એ જાણી હું પ્રસન્ન થાઉં છું.. મનુષ્યના વિચાર પ્રથમ વાણીદ્વારા અને પછી વર્તનદ્વારા ઊતરે તેમાં જ તેની સફળતા છે. પોતાના વિચારોને સુશ્લિષ્ટ સ્વરૂપમાં અને અસરકારક રીતે રજુ કરવાનું

સામર્થ્ય ખીલવવાનો ખરેખરો સમય વિદ્યાર્થીજીવનનો જ છે એ સમયને આપ નકામો નથી જવા દેતા એ ઘણું ખુશી થવા જેવુ છે એ ઉપરાત આપણી જ્ઞાતિના મારા સારા વિદ્વાનોના વિચારો જાણવાની તક પણ આપ ગુમાવતા નથી એ જાણી મને ઘણો હર્ષ થાય છે

આપના મડળમા સ્ત્રી સભાસદોની સખ્યા પણ ઓછી નથી એ જોઇને મને આનન્દ થાય છે સ્ત્રી સભાસદોને પણ તમારી ચર્ચાઓ તેમ જ પ્રવૃત્તિઓમા સામેલ રાખવાની પ્રથા તમારા મડળે નવીન જ દાખલ કરી છે અને તેને પરિણામે તમારી ચર્ચાઓમા નવા જ દૃષ્ટિબિન્દુઓ ઉમેરાશે અને તમારી પ્રવૃત્તિઓ વિવિધરંગી થશે એવી હુ ઉમેદ રાખુ છુ

સેવાની ઉત્કૃષ્ટ ભાવનાને પોષવાનુ કર્તવ્ય પણ બારડોલીના ખેડુતોનુ ફડ ઉઘરાવવાની આપની પ્રવૃત્તિ દ્વારા આપે બજાવ્યુ છે, એ ઘણુ ખુશી થવા જેવુ છે આ સિવાય તમારા પોતાના કામ પણ તમારે ઘણા કરવાના છે, એ ખુલ્લુ છે શારીરિક બળમા આપણી જ્ઞાતિનો દિન પ્રતિદિન હ્રાસ થતો જાય છે, એ ફરીઆદનુ કારણ દૂર કરવા તમે સદા પ્રયત્નશીલ રહેશો, કારણ કે શરીરસપત્તિ વિના માનવીને જે વિવિધ ધર્મો બજાવવાના હોય છે, તે તેનાથી બજાવી શકાતા નથી, અને સમાજના ઉપયોગી અંગ તરીકે જે ફાળો દરેક વ્યક્તિએ આપવો જોઇએ તે તેનાથી આપી શકાતો નથી એ સ્પષ્ટ છે તમારા અભ્યાસમા પણ હાલ જેટલુ આપવામા આવે છે તેનાથી

વિશેષ લક્ષ આપવામાં આવે એ ઘણું જરૂરનું છે; કારણ કે જે જ્ઞાતિ પોતાની બુદ્ધિમત્તાને માટે મગરૂરી ધરાવતી રહી છે, તેના યુવકો યુનિવર્સિટીની ઊંચી પરીક્ષાઓ યશસ્વી રીતે પસાર કરીને નામના ન મેળવે તો તે અત્યન્ત શોચનીય કહેવાય. પણ એ સ્વાર્થસિદ્ધિની બધી પ્રવૃત્તિઓની સાથે સાથે, સમાજસેવાની ઉત્કૃષ્ટ ભાવનાને પણ તમે પોષશો, અને વિશેષ ઉત્સાહભર્યું, વિશેષ રસભર્યું અને વિશેષ ભાવનાશીલ જીવન તમે જીવશો એવી મારી અન્તઃકરણની ઇચ્છા છે.

(અક્ટોબર ૧૯૨૭ના વાર્ષિક સંમેલનમાં પ્રમુખપદેથી આપેલું ભાષણ.)

મોલિયરે અતિ વિખ્યાત હાસ્યપ્રધાન નાટકો લખ્યાં છે. તેમાંના એકમાં વિદ્યાના જૂદા જૂદા વિષયોમાં પારગત ગણાતા 'પ્રાધ્યાપકો'નું ચિત્ર એ રજુ કરે છે. એ પ્રવેશમાં જે વિષયનો વિદ્વાન્ હોવાનો પોતે દાવો કરે છે અને જે નિઃસંશય એને પોતાની આજીવિકાનું સાધન પૂરૂં પાડે છે તે વિષયની ઉપયોગિતા, તેનું મહત્ત્વ, તેની શ્રેષ્ઠતા સાબીત કરવાને અત્યન્ત છટાદાર ભાષામાં દરેક 'પ્રાધ્યાપક' પોતપોતાના વિષયનાં ગુણગાન કરે છે. આ પ્રમાણે દરેક 'પ્રાધ્યાપક'ની પોતપોતાના વિષયનું ગૌરવ વધારવાની વાચાળતાથી ખરેખરો રંગ જામે છે, અને સ્વાભાવિક રીતે પોતાના વિષયને ભોગે અન્ય વિષયનું ગૌરવ સ્થાપવામાં આવે એ પ્રત્યેકને અરુચિકર હોવાથી જોતજોતામાં વાતાવરણ ગરમ થઈ જાય છે. દરેક 'પ્રાધ્યાપક' પોતાના ખાસ

વિષયથી અળગા જે બીજા વિષયો તેને ઉતારી પાડવામાં પણ એટલો જ ઉદ્યુક્ત બની જાય છે, અને એવી સ્થિતિમાં ચાલેલી ચર્ચાનું જે સ્વાભાવિક પરિણામ આવે તે અહીં પણ આવે છે. વાત આગળ વધતાં વધતાં કઠોર આક્ષેપો ઉપર આવી જાય છે, અને તેમાંથી ગાળાગાળી, અને તેમાંથી મારામારી સુધી એ ચર્ચા પહોંચી જાય છે.

મોલિયેરના એ અત્યન્ત હાસ્યરસિક ચિત્રનું દર્શન આ સમયે મારાં મનશ્ચક્ષુ સમીપ અતિ સ્ફુટ સ્વરૂપમાં થતું હોવાથી "સાહિત્ય"નાં ગુણગાન કરવાની કે તેની લાભગણના કરવાની મારી હિંમત ચાલતી નથી. સાહિત્યકારોએ 'અમર' પદ માટેનો પોતાનો જે હક સ્થાપિત કીધો છે તેનો નિર્દેશ કરવાની, અથવા તો એ સાહિત્યકારોનું ગૌરવ સિદ્ધ કરવાની, કે તેમનું મહત્ત્વ સ્થાપવાની હિંમત પણ મારામાંથી સરકી જાય છે.

આ સ્થિતિમાં મારી આજની ચર્ચાનું ક્ષેત્ર ઘણું મર્યાદિત બની જાય છે. સાહિત્યના ઉત્તમ ગ્રન્થો જીવનના ઉચ્ચતમ આદર્શો રજુ કરે છે, એવા ગ્રન્થો માનવીઓ પ્રત્યેની અને વસ્તુઓ પ્રત્યેની આપણી દૃષ્ટિને વધારે વિશાળ બનાવે છે, એવા ગ્રન્થો આપણી કોમળ તેમજ જોરદાર લાગણીઓને વધારે સબળ અને સમૃદ્ધ કરે છે, આપણા હૃદયને વિશેષ પવિત્રતા અર્પે છે, આપણા આત્માને વિશેષ ઉદાત્ત બનાવે છે, અને આપણા અખિલ જીવનને વધારે ઉત્કૃષ્ટ, વધારે બળવાન્, અને વધારે ગૌરવસંપન્ન કરે છે. એવું એવું જે કંઈ કહેવામાં આવે છે તેના

સત્યાસત્યની પરીક્ષામાં હું આજે નહીં ઊતરૂં. માત્ર એકજ વાત ઉપર ભાર મૂકવાની ઇચ્છા હું આ પ્રસંગે રાખું છું, અને તે વાત એ છે કે ખરેખરા સાહિત્યના જે અમર ગ્રન્થો છે તેનો અભ્યાસ આપણને આનન્દ આપે છે, અને એવા અભ્યાસથી જે આનન્દ આપણને મળે છે તે આ પાર્થિવ જગત્‌ના ક્ષુલ્લક આનન્દો કરતાં ઘણો વધારે ચઢિયાતો હોવાથી એવા કોઈ પણ આનન્દની એ આનન્દની સાથે સરખામણી થઈ શકે એમ નથી.

ખરેખર, કળાની દરેક ઉત્તમ રચનાની પેઠે સાહિત્યની ઉત્તમ રચનાઓનો પણ સ્પષ્ટ સ્વીકારાયલો ઉદ્દેશ જ આપણને આનન્દ આપવાનો છે. પાંડિત્યનું પ્રદર્શન કરવાને કે જ્ઞાનભારને વાચકની પીઠ પર લાદવાનો ઉદ્દેશ સાહિત્યકારો નથી રાખતા. દલીલો કરવી, ચર્ચા ચલાવવી, પૃથક્કરણ કરવું, સૂક્ષ્મ વિભાગો અને પેટાવિભાગો પાડવા એમાં કંઇ સાહિત્યકારો ઉત્સાહ નથી દાખવતા, પણ સૌન્દર્યને તેના નગ્ન સ્વરૂપમાં, તેની સમગ્રતામાં રજુ કરવું એ જ તેઓની ખાસ નેમ હોય છે. સ્વાભાવિક સંપૂર્ણતાવાળું આ જે સૌન્દર્યનું નિરૂપણ તે જ વાચકને આનન્દ આપે છે.

અને આ આનન્દ સઘળા પાર્થિવ આનન્દોથી ચઢી જાય એવો હોય છે, કારણ કે એ વિશેષ બુદ્ધિગ્રાહ્ય છે, વિશેષ સૂક્ષ્મ છે, અને પરિણામે વિશેષ ટકી રહે એવો છે. સાહિત્યશાસ્ત્રના પ્રમાણગ્રન્થોના રચનારા આપણા પ્રાચીન કલારસિકોએ આ આનન્દને જ 'લોકોત્તર આનન્દ' તરીકે વર્ણવ્યો છે અને ડી કિવન્સિ જ્યારે 'જ્ઞાનના સાહિત્ય' કરતાં

'શુદ્ધ સાહિત્ય'નું ચઢિયાતાપણું સ્થાપિત કરવા મથે છે ત્યારે આ આનન્દ તરફ જ પ્રધાનપણે એનું લક્ષ રહેલું હોય છે.

અપાર્થિવ આનન્દ આપવાના આ સામર્થ્યને લીધે જ સાહિત્યની અમર રચના એ સૌન્દર્યની ઉત્કૃષ્ટ રચના પણ બની રહે છે અને સૌન્દર્ય જ્યારે તેની ઉન્નત કોટિએ પહોંચે છે ત્યારે તે સત્યની સાથે અભિન્ન બની જાય છે, કારણ કે કીટ્સ કવિએ કહ્યું છે તેમ–

"Beauty is Truth, Truth is Beauty,'-that is all Ye know on earth, and all ye need to know."

(સૌન્દર્ય તે જ સત્ય છે, સત્ય તે જ સૌન્દર્ય છે– એટલું જ પૃથ્વી પર તમે જાણી શકો છો, અને એટલું જ જાણવાની તમારે જરૂર છે.)

આ પ્રમાણે સાહિત્યકળાની ઉત્તમ રચનાઓ "સૌન્દર્યની રચનાઓ"તરીકેના, એટલે 'શાશ્વત આનન્દ'ના ઉદ્‌ભવસ્થાન તરીકેનો પોતાનો હક્ક સાબીત કરી શકે એટલે જ તે સાથે સાથે પરમ સત્યના ઉપદેશક તરીકેનું પોતાનું ગૌરવભર્યું સ્થાન પણ સિદ્ધ કરી લે છે.

આ 'શાશ્વત આનન્દ'ના ઉદ્‌ભવસ્થાનની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવી એ જ સઘળા સાહિત્યવિધાયકોનું પરમ ધ્યેય હોય છે, એ જ એમની મહત્ત્વાકાંક્ષાનો વિષય હોય છે. એ મહાન્ યશની પ્રાપ્તિ એમાં જ એમનું "કવિયશઃ–પ્રાર્થી"પણું સમાયલું હોય છે. આ ઉદ્દેશની સિદ્ધિના ભાનથી જ અભિમાનપૂર્વક વૉલ્ટર સેવેજ લૅન્ડૉર લખે છે કે–

/ "Many can rule and more can fight
But few give myriad hearts delight."
(ઘણા આ પૃથ્વીમાં નૃપ થઇ રુડાં રાજ્ય કરશે,
અને સંગ્રામોમાં બહુ બહુ જનો શૌર્ય ધરશે,
પરન્તુ લોકોનાં હૃદય અગણ્યાં જે રિઝવશે,
કવિ તેવા વિશ્વે અતિ વિરલ કો દેહ ધરશે.)

વહાલા વાચક ! સાહિત્યની રચનાઓ જેને રીઝવે એવાં 'અગણ્યાં' હૃદયોમાંનું એક તારું પણ હૃદય છે કે નહીં ? તારો સાહિત્યનો અભ્યાસ તને ખરેખરો આનન્દ આપે છે ?

(સુરત કૉલેજ મેગેઝીન, અકટોબર,

## લેખકનાં છપાયલાં પુસ્તકો

૧ લેટોના કાલ્પનિક સંવાદો ભાગ પહેલા
૨ લેટોના કાલ્પનિક સંવાદો ભાગ બીજો
૩ સંસ્કૃત સાહિત્યનો ઈતિહાસ
૪ મહાભારતની સમાલોચના
૫ સાહિત્યકળા
૬ કાવ્યકળા
૭ વિવેચન
૮ રસપાન
૯ વીરપૂજા
૧૦ તરંગ